# વીલાસ સુંદરી—જાદુનો પલંગ.



ભાગ આઠમો.

# વીલાસ સુંદરી

અને

# અને અદ્દભુત જાદુનો પલંગ.

---

## ભાગ ૮ મો.

---

લખનાર

શા. પરાગજી પુરૂષોતમદાસ યોગી—કુન્તનપુરી.

---

સવત ૧૯૬૯. સન ૧૯૧૨.

---

કીંમત બાર આના.

મુંબઈ:

આ વીલાસ સુંદરીનો આઠમો ભાગ લખનાર તથા છપાવનાર શા. પરાગજી પુરૂષોતનદાસ ઠેકાણું સુતારચાલી ઘર નંબર ૨૫૮ તે કાવસજી સોરાબજીએ અબદુલ રહેમાન સ્ટ્રીટમાં આવેલા ઘર નંબર ૧૭૯—૮૧માં પોતાના ધો કમર પ્રેસમાં છપાવનારને માટે છાપી પ્રસીદ્ધ કીધી છે.

# અલખની બાંગ.

તુંહી તુંહી રહયો છું પુકારી,
કાં ન લે તું દાદ અમારી—તુંહી
રટતાં રટતાં લલના ગઇ હારી,
કાં ન લે તું દાદ અમારી—તુંહી
મુકી મમતા માયા સારી.
કાં ન લે તું દાદ અમારી--તુંહી
ઉઠાવી છે તુજ તાબેદારી,
કાં ન લે તું દાદ અમારી—તુંહી
લીધો છે તને ચીત્તમાં ચીતારી,
કાં ન લે તું દાદ અમારી—તુંહી
આ અર્પયા છે પ્રાણ તને,
કાં ન લે તું દાદ અમારી—તુંહી
કરી છે તુંજ ચર્ણું પથારી,
કાં ન લે તું દાદ અમારી—તુંહી
પતિત પાવન પતિ ધારી,
કાં ન લે તું દાદ અમારી—તુંહી
યોગી કહેતાહે લલકારકે,

અજબ દેખ ખુબી તિહારી,
ઉત્તર ગઈ સબ ખુમારી,
કાં ન લે તું દાદ અમારી—તુંહી

# ગ્રંથાર્પણ.

પ્રીય બંધુ!

પોપટભાઈ ઘેલાભાઈ માવાણી કુન્તનપુરી

તમે જાતી મ્હેનતથી આગળ વધી ઓધા વણાકના કુલને
દીપાવ્યું છે. તમારી વૃત્તિ ઉંચીછે, અભિમાન રહીતછો,
તમારા સબંધમાં આવનારાઓની સાથે તમે સારો
પ્રેમ રાખો છો. તમારા તે પ્રેમમાં હું તલ્લી થઈ
ગયો છુ, અને તે પ્રેમના ઝરાને સદા વહેતો
રાખવા માટે, હું આ મારી વાર્ત્તાનો
આઠમો ભાગ તમને પ્રેમ
પૂવક અપર્ણ કરૂં છું.

હું તમારો કુટુંબી બંધું

શા૦ પરાગજી પરશોતમ યોગી—કુન્તનપુરી.

# વીલાસ સુંદરી

અને

# અદભુત જાદુનો પલંગ.

## ભાગ આઠમો.



### પ્રકરણ પહેલું.



### સરોવરની સુંદરી.

વાંચક ! આ વાર્તાના ચોથા ભાગમાં તીલસમાતી મહેલ તોડવા પહેલા શ્રી દેવી અને સુરોવરની સુંદરીને શકતીએ જે આજ્ઞા કરેલી છે તે પ્રમાણે સરોવરની સુંદરી જે એ તીલસમાતી મહેલથી જુદી પડેલી છે. સીંધુ નદીને કીનારે થઈ ટીબેટ પહોંચી ટીબેટ પાંસેના તારા તંબોલ દેશના જંગલમાં શકતી દેવીના કૃપાને અનુસરીને પહોચી ગઇ. અને એજ કૃપાથી પુરીના મહાત્માં પાંસેથી પંચડંડ મેળવવાને શકતીવાન થઈ. એ ચમત્કારી

પ્રચંડ લઈને પાછી વળી ચુકી છે. શકતી દેવીએ એ પંચડંડનું બળ ફકત કળાધરની સત્તા તોડવા માટે અનેક બીજા બળ સાથે મદદ કરવા આ અનુકરણ કરાવ્યું છે. પરંતુ દૈવી ઈચ્છા પ્રબળછે. સમય પોતાનું ધારયુંજ હરહમેશ કરેછે, તેમાં દીવ્ય સત્તા પણ કોઈ વખત વીમાસણ પામે છે. આ સત્ય વાર્તા જો કે વાંચકને અજાયબ કરશે પરંતુ તેનો સત્ય અનુભવતો અનુભવીજ જાણે,

ઉપર પ્રમાણેના કલ્પનાને અનુસરીને સરોવરની સુંદરી હીમાલયના વચલા પ્રદેશમાંથી ચાલી આવે છે. આ પ્રદેશ ગંભીર શરદ જંગલી અને અનયમીત ભુમીથી અલંકૃત છે. આવી ભુમીપર થઇ સ્વર્ગવાસ જનારા અ.ર્યો પણ ઉત્તમ સ્થીતીની ધારણામાં ડુબી ગયા છે. આ પ્રદેશની પ્રજા દુનીયાના કોઈ પણ ભાગના સહવાસમાં ન આવવાથી કેટલી જંગલી હશે, તે સહેજ ખ્યાલ કરવાથી સમજાઇ શકશે.

આવા પ્રદેશોમાંના **અલલ** પ્રદેશમાં સરોવરની સુંદરી પંચડંડ સહીત આવી પહોંચી.

**અલલ** દેશમાંથી આરપાર જવા જેમ આજ દીવસ સુધી કોઈ શકતીવાન થયેલ નથી, તેમ હજુ સુધી થવાનો સંભવ પણ નહોતો. પરંતુ સર્વતંત્ર મંત્ર અને હઠયોગની કેટલીએક સીદ્ધીઓ સાથે શકતીના પ્રતાપે મહારાજા **વીક્રમ**ના વખતમાં જે પંચડંડ એકઠા થયા હતા તે ડંડનું સામર્થ્ય કલ્પવા હજુ સુધી કોઇ સમથ થયું નથી, અને થશે પણ નહીં. પચડંડની સીદધી સમૃદધી અને શકતી અનેક દેવતાઓનો મ્હેંદ્ર ઇંદ્ર અને ઇંદ્ર જેવા અનત આત્મીક બળવાળા અનેક દીવ્યાત્માઓનો માલીક

કે જેનો અર્થ ઇશ્વરજ ( **અલક** ) થાય છે, તેની કાંઇક ગુપ્ત પ્રેરણાનુંજ એ **પંચડંડ** પરીણામ છે.

આ **પંચડંડ**નો ઉપયોગ કરનાર **વીક્રમ**ના વખતમાં તેની સહુજ સોધ્ધી જાણુતા હતાં, તે પછી એનો કયાંય પણ ઉપયોગ થયો નથી. આ વખતે શકતી દેવીએ એનું સ્થાન યોગેશ્વર કે જેને સીધ્ધીઓની બીલકુલ દરકારજ નથી ત્યાં કલપેલું છે, કે જ્યાં એ પંચડંડ નીષ્કલંક રહી શકે છે, ત્યાંથી આવા માયીક પ્રાણી કે જે મોહમાં ફસાયેલા સાધારણ જીવ છે તેને અપાવવાનું કારણ ફકત આ જમાનાના અસુરને નાશ કરનાર ધર્મને ઉધ્ધારનાર ગુણનીધીની સહાયતા છે.

આવા મહદ શ્રેષ્ટોતમ પંચડંડ જેને મળ્યા છે એવી સરોવરસુંદરી શું ન કરી શકે અને કયાં ન વીચરી શકે !!! ત્યારે આ હીમાલય પ્રદેશના મધ્ય ભાગનો **અલલ** પ્રદેશ કે જ્યાં ત્યાંની હવાને લાયક કોઈ પણ માણુસ જાત અને પ્રાણીઓ રહી શકે. જેમ અગાધ જળમાં કેટલીક મત્સયની જાત ઉત્પન્ન થઇ પોષાઇ અને અંત સુધી ટકી શકે છે, ત્યારે આવા પ્રદેશમાં કેટલાએક એવા પ્રદેશમાં વસતાં પ્રાણીઓ જો કે માણુસના સ્વરૂપમાં હોય તોપણ આપણા રીત રીવાજથી ઉલટાં અને કાંઈ નવીન રૂઢીના હોય તેમાં નવાઇ નથી.

આ પ્રદેશમાં બરફનો વરષાદ એક આનંદદાયક પ્રસંગ ગણાતો હતો, ત્યારે સુર્યની ગરમી જો સહજ પણ અસર કરે તે તે આ પ્રદેશનાં પ્રાણીઓને દુકાળ ઉત્પન્ન કરનાર વીટંબણા હતી

આ પ્રદેશમાંના માણસની વસ્તીનું જો કે એક નગર વસેલું હતું, તોપણ એ નગરમાં શુશોભીત મકાનને બદલે જમીનની અંદર ગુફાઓથીજ એની રચના જણાતી હતી. નગરના રસ્તા, દરેક પહાડો કોતરી ગુફાઓની માફક અંદરજ પાંડેલ હતા કે જયાં બનતા સુધી સુર્યની ગરમી ન આવે. આ નગરની આજુ બાજુ કેટલાક ગામડાઓ પણ હતા, પરંતુ તે ગામડાઓ ઊંડી ગુફાઓને બદલે સાધારણ ઉંડી ખીણમાં વસેલા હતા.

આ પ્રદેશમાં સરોવરની સુંદરી પંચદંડ સહીત દાખલ થઇ તે પંચદંડમાંના અંડ દંડમાં એવો પ્રતાપ હતો કે તે ચમત્કારી દંડ જેની પાસે હોય તે આત્માં કોઇ પણ વસ્તુના પ્રેમમાં લીન થઈ જતો પ્રેમ એ એક અગમ્ય સુખ છે. એ વસ્તુ ચાહે તેવી આફતને પણ સુખરૂપજ માને છે. આ દંડનો ચમત્કારી પ્રેમ જે આત્માના કબજામાં હોય, તેને જે વસ્તુ હોગ્ય હોય તે તરફજ દોરવે છે. તેમજ સરોવરની સુંદરીનો પ્રેમ ગુણનાધી પ્રત્યે લાગે હતો, તેમ તે બંને સમાન પાત્રો હતા, તેમ તેના પુર્વ સંચીત પણ તેઓને અનુકુળ હતા, જો કે આપણી વાર્તામાં ગુણનીધીના પુર્વ વૃત્તાંતમાં આ સુદરીની હકીકતનો પુર્વ દેહ સાથે સંબંધ ધરાવ નારા પાત્રો માટે જુદે જુદે સ્થળે એજ પાત્ર, પાત્રના સંયોગ સમયનું વ્રત્તાંત આવશે.

સરોવરની સુંદરીનો ગુણનીધી પરનો પ્રેમ મદનબળથી નહીં, પણ રતી સંબંધથી બંધાયેલો હતો, એટલે તે બંનેના આત્મામાં એકજ જાતનું આકર્ષણ હતું. છતાં ગુણનીધીનો આત્માં તે તરફ વધારે ખેંચાતો નહોતો, તેનું કારણ ગુણનીધીના આત્માને આ

સ્થીતીમાં (પ્રાધાન્ય) મોટું કાર્ય પરમાર્થ હતું. જે મહાન વ્રતીમાં બીજી તમામ વ્રતીઓ દબાઈ ગઇઓ હતી. પરંતુ સરોવરની સુંદરીને કરવા લાયક, આ પંચડંડ મેળવવાથી શકતોની આજ્ઞા રૂપ સવ કાર્ય પુરાં થતાં અસલ ઉર્મી ઊછળી આવી, તેમાં આ સદાને માટે વર્ષાઋતુનો ઠાઠ ધારણ કરનાર પ્રદેશ જોઈ તેનો આત્મા પ્રેમ મસ્તીમાં ખળભળી ઊઠયો. આ પ્રદેશની હદમાં દાખલ થતાજ પ્રેમની વ્રતીને વીશેષ મદદ મળી. અને જુના જંગલોમાં એ પ્રેમા બાળા, જેમ આકાશમાં મેઘ ગરજે તેમ ગરજન કરવા લાગી.

'જુના જુથ જંગલમાં, મચાવી બાજી મસ્તીની,
બની બલધીર બાલીકા, હુલ્લકથો પ્રેમ હસ્તીની.'

જેમ મઝદર હાથીણી ગગનની ગરજના સાંભળાં ગાંડા તુર થઇ જળના સ્થળ પ્રત્યે દોડી જતાં આડી આવતી અગાધ ઉપાધીને તરણા સમ ગણતી નથી તેમ અત્યારે સરોવરની સુંદરી હૃદયમાં ગરજના કરતાં પ્રેમની ધ્વની તરફ ખેંચાતી આવરી બાવરી બની ભટકવા લાગી. પ્રેમની મસ્તીની અસર અનુભવીજ જાણે છે. એ સીવાય પ્રેમનું વર્ણન અનેક સ્થળે થાયછે જે સાંભળી કલ્પના કરનાર એ વસ્તુ અને પ્રેમ પાત્રની સ્થાતીના વર્ણનને ગપ અને કોઈ પ્રેમીના સ્થીતી નજરે જોતા તે મુરખ પણું માને છે પરંતુ કહ્યું છે કેઃ—

'કાંટો બરાબર બોરડી કેરો જેને વાગો હોય,
વાગા વીનાની વેદના તેની જાણી શકે શું કોય. ?'

વળી એક સ્થળે આ ભાવ સ્પષ્ટ પરંતુ ઘણીજ સરલતાથી વરણુવેલછે.

'દુખાતું દીલ દરદોથી, સુખી શું પીડ એ જાણે,
ભુખ્યાનું દુઃખ શું જાણે. જમ્યો હોય ભાવથી ભાણે.'

માટે કોઈ પણ વ્યાધીની અસર તો વીતેલી હોય તેજ જાણે. દુનીયા દોરંગી એટલે બહુ રંગી છે, જેને જે વસ્તુનો રંગ લાગો હોય તેના સંયોગનું સુખ અને વીયોગનો વ્યાધી તેજ વસ્તુના શોખીન જાણે.

પ્રેમ પ્રદેશમાં ખેંચાતી મુગ્ધા પરંતુ પુર્વ સંસ્કારી સુંદરી હૃદયના સસ્કારી ઉદગારો કહાડવા લાગી. તનમય બની જતાં ચકરવકર દ્રષ્ટીએ જોવા લાગી. પરંતુ સહજ બરફની સફેતાઇ દેખાઈ, પરંતુ રતી પ્રાસાદીક પ્રેમીને સર્વ વસ્તુ પોતાના પ્રેમીની યાદદાસ્ત જગાડનાર સ્તુતી કાર્યરૂપ લાગે છે, તેમ એ સફેતાઈને જોઇ બોલી ઉઠી કે—હે.

શ્વેતપ્રભા! મારા પ્રીતમનું ગોવર્ણ તેં શા માટે હરી લીધું? પણ ના, તેનું ગોરાંગતો ક્ષેમ હશેજ. પરંતુ તેના હૃદયનું ગોરપણું (સફેતાઈ) તો તેંજ હરી લીધી. ખરેખર એ કાળા હૃદયના થયાં. નહી તો એ શુધ્ધ ક્ષત્રીવીર જ્યોતી ઉત્તમ આત્મા પ્રેમ ભકિતનાં ભાવીક ભગવાન! મને કેમ વીસરી જાય!! વીસરી ગયા, ના, ના. નહીંજ. ત્યારે કયાં ગયા? ગયા, હા. ગયાજ. જો જો. રસીક હું તારે માટે.

'વીરહની સાધના સાધી, બની હું પ્રેમની જોગણ,
રચાવી પ્રેમની ધુની, કરૂં હું પ્રેમીને (આ) રોપણ.'

અરે રે! પણ આ કોણ? શશીચંદ્રમાં. હા!! સખા! તું મારા પ્રેમીના ગૌરાંગની સમાનતાં ધરાવે છે, પરંતુ તારી ગતી તો ગહનછે, તો જરા નજર કર, હજુ જરા ઉંચે જઇને જો. મારા પીયુની વાટ ન્યાળ! કયાં છે? જો! જો! વીરા!

'મમ પીયુંની ભાળ શશી પ્યારા તું શોધજે,
તુ જગતીની ફાળ દશે દીશે તું શોધજે.
પીયું મારા દીશે જે દીસે ત્યાં નજર કરી તું જો
તુંજ સુખદ એ કીર્ણુંથી મુજ પીયુંને શાંતી હોય
તુજ ચાલે, જો ન્યાળે, હાં મુજ નંદદલાલે.-મમ.'

કેમ કાંઇ ભાળ મળી? મારા પ્રીતમની, હૃદયની મુર્તીની, પણ. ગુણુનીધી. તું ગુણુનીધી, નહીંજ. નહીંતર ગુણીયણ ગુણુનીજ નીધી સીધીઓથી શ્રેષ્ઠ. આમ મને કાં તલવલાવે. પણ સત્ય. તું મસ્તાન કામનો સખા! કામદેવનું શ્રેયકર કોડીલા! કૃષ્ણ રૂપ હૃદયવાળા! કાં આમ મને ટલવળાવે છે?

'મસ્તાની ઓ પીયુડા, ટળવળાવે શીદ મુને,
દરકાર નહીં આ હૃદયની, દયા નહીં નીર્દય તને.'

આમ પ્રેમ તરંગથી ઉભરાતા હૃદયથી મસ્તાની થયેલી સરોવરની સુંદરી આ અલલ દેશની હદમાં ભટકે છે. નથી એ દેશની હદ છોડી બહાર નીકળતી કે નથી પાછી વળતી. પરંતુ એ શ્વેત ચાંદની રૂપાવર્ણા વનમાં અહીંથી તહીં આથડયાં

કરે છે. એટલામાં અલલ દેશનાં કેટલાક માણસો તેના સરદાર સાથે આવી પહોંચ્યા.

અલલ દેશ માટે કામ પુરતું વર્ણન આપણે આગળ જોઈ ગયા છીએ, અત્યારે તેમાં કાંઈ વીશેષ જાણવાની જરૂર છે. અલલ દેશ દુનીયાની દરેક પ્રજાથી દુર રહેલ હોવાથી દુનીયાના કોઈપણ ભાગની રૂઢીનું અનુકરણ તેઓ કરતા નથી, અને જે કાંઈ મળતાપણું આવે છે તે કુદરતી રીતે માણસી સ્વભાવથી ઉત્પન્ન થયેલ સ્વતંત્રજ તેનું અનુકરણછે. તેઓ બહોળાં વીસ્તારવાળાં પ્રદેશમાં વસ્તા છતાં સંખ્યામાં ઘણાજ ઓછા હતા.

સરોવરની સુંદરી જે જંગલમાં ભટકતી હતી, તે આ દેશનાં એક ગામડાની હદ હતી, જેથી તે ગામડાની હદનો સરદાર અચાનક પોતાના સાથી સાથે અહીં આવી ચડયો.

અલલ દેશની જંગલી પ્રજા જો કે દરેક બાબતમાં જંગલી હતી, તોપણ તેની જુદી જુદી ટુકડી પર અકેક સરદાર હતો, અને અંતે આખી સરહદ પર એક માણસની હકુમત હતી. આ માણસ રાજા તરીકે નહી પણ ધર્મગુરૂ તરીકે તેઓ પર અખત્યાર ચલાવતો હતો, અને દરેક ગામડાનાં સરદારો પણ ધર્મગુરૂનાં માનીતાં ચેલાજ હતા.

આ દેશનો ધર્મગુરૂ જો કે આ દેશની પ્રજામાંજ ઉછરેલો કેળવાયેલો અને આ પ્રજાના ગુણ દોષની હદ સુધીના અનુભવથી રંગાયેલો હતો. છતાં તેનામાં કાંઈક અપુર્વ કુદરતી આત્મીક બળ હતુ. આજ દીવસ સુધી આ દેશ પર અમલ ચલાવનાર દરેક ધર્મગુરૂ સાધારણ અમલ કરી શકતા હતા, પરંતુ આ

ધર્મગુરૂએ પોતાના આત્મીક બળથી પોતાની સત્તા ઘણીજ જમાવી પ્રજાને વીશેષ કાબુમાં રાખવા નવા નવા યંત્રો કે જે સાધારણ મગજથી ઉત્પન્ન થયેલ તાંત્રીક બળ છે, તેનો ચમત્કાર દેખાડી, આખી પ્રજાને ચમત્કારીક સત્તા સાથે ધાસ્તી ઉત્પન્ન કરી દીધી. જેથી અલલ દેશની સઘળી પ્રજા તેને અંતર જામી, હૃદયની વાત જાણુતાંજ તેજ સ્થળે શીક્ષા કરવા સમર્થ વાન, આપોઆપ ઈશ્વરનો અવતાર માનતા હતા. છતાં પણ આ ધર્મગુરૂએ પોતે ઈશ્વર છે એવો દાવો કદી પણ કર્યો નહીં, તેમ એમ કહેનારને તે અટકાવવા પ્રયત્ન કરછે, આ જંગલી પ્રજા આખી દુનીયાનો પેદા કરનાર એક ઇશ્વર છે એમ માનવાને બદલે તેઓ જુદા જુદા ઉલકાપાત વ્યાધી ઉત્પન્ન કરનારા જુદા જુદા દેવો છે એટલુંજ માનતા હતા. અને સુખ શાંતી દેનારી એકજ દેવી છે, એ માટે તેઓમાં જુના વખતથી ભવીષ્ય કહેવાતું હતું કે એ દેવી જયારે આપણા દેશમાં આવશે ત્યારે દરેક દુખ વ્યાધીનો નાશ થશે. અને એ દેવી આપણી હમેશા સંભાળ રાખશે. આ હકીકત બાળકથી તે બુઢ્ઢા સુધી સઘળા માણસો જાણુતા હતા. આ દેશમાં આજ દીવસ સુધી કોઇપણ મુસાફર આવી શકયો નથી. આ દેશનો ધર્મગુરૂ કે જે કાંઇક સત્ય હકીકત સમજી શકતો હતો, તેને આ સર્વ જંગલી પ્રજા પર ઇતરાજી હતી. કારણુ હમેશા નીયમ છે કે,

'સમોવડ વીના શોભે નહીં, વેર, વહેવાઈને પ્રીત.'

તેમજ આ ધર્મગુરૂને પોતાના હૃદયમાં ઉઠતા વીચારોનુ નીર્ણય સ્થાન કરવા યોગ્ય આ પ્રજામાં એક પણ હૃદય નહોતુ.

આથી આ દેશમાં, અથવા કોઈપણ અન્ય દેશમાં જો માણસની ઉત્પતી થયેલી હોય, અને તે આવી ચડે તો પોતાના હૃદયમાંની શંકાઓનું કાંઈક નીવારણ થાય. જો કે આ દેશની પ્રજા તો એમજ માનતી હતી કે આખી દુનીયા આટલી આપણામાંજ સમાયેલી છે, અને તેમજ સુધરેલા. આગળના શોધક અને દુનીયામાંના સર્વ વીચીક્ષણ આત્માઓ કાંઈક એવુંજ માને છે. વળી સૌ કોઇ માણસ ઇશ્વર એ શબ્દને ફકત એક રાજા અથવા શહેનશાહ જેવો માને છે. અને તેની નજરમાં આપણે એક શહેનશાહનાં તાબામાં કરોડોની વસ્તી છતાં, એક માણસ રૂપે ઈનસાફ દયા અને ઉપકારની આશા રાખીયે છઇએ. આપણી નજરે હજારો કોસની ભુમી તરી રહેલીછે, એટલું બધું નહીં તોપણ પાંચ દશ કોસમાં તો આપણે હરદમ ફરીયે હરીયે છઇએ. હવે વીચાર કરો કે, એ પાંચ પચીસ કોસની હદમાં વર્ષારૂતુમાં લાખો બલકે કરોડો ખાડા ખઓચીયા ભરાય છે. એ એકાદ ખાડાને કાંઠે કોઇ સાધારણ ઝાડના ઠુંઠમાં કીડા જેવા બારીક જંતુનું આખું નગર વસેલું દેખાય છે. આ જંતુઓ ઉત્પન્ન થઈને પોતાની એ હદને એ ખાઓચયા સુધી ગણે છે, તેમાં કોઈ બહુજ તીવ્રશકિતવાળા જંતુ કદાચ એ ખાઓચીયાની પાર શું છે, અને એ પ્રદેશની હદ પર પોતાની સત્તા ફેલાવવા પ્રયત્ન કરે તોપણ, એક કંગાલ કીડાથી પણ બારીક જંતુ ચાર હાથનુ પાણીથી ભરેલુ ખાઓચયું પાર કરી જાય એ અસંભવીત છે. અને કદાચ એમ પ્રયત્ન કરતાં ચોકસ તે પોતાનો પ્રાણજ ખોય છે. જો કે ખાઓચીયાની પારતો એના જેવા કરોડો જંતુઓના

સ્થાન અને પાર વીનાના ખાબોચીયા છે, તોપણ એ ખ્યાલ આવવાને બદલે તે પ્રાણીતો એટલામાંજ આખી દુનીયાની હદ માની લેશેજ. તેમજ આપણે માણસ જાત અને આ આપણી દુનીયા (પૃથ્વી) ને ઘેરાયેલ સમુદ્ર એ એક ખાબોચયું કાં ન હોય ? અને એની પાર જવું તો એક બાજુ રહ્યું, પરંતુ કોઈ મહાન પ્રાણીના પેટમાંના અથવા માથામાનાં અથવા રૂવાંગઓમાં વસ્તા આપણે નાચીજજંતુઓ કેમ ન હોઇયે. અને એ હીસાબે તપાસતાં આપણા વીચારથી પાર કેટલા જબરજસ્ત પ્રાણી અને કેટલી ભુમીકાઓ નથી, એસ કેમ કહી શકાય? જ્યારે આપણે સુક્ષ્મદ્રષ્ટીથી સત્ય ધારણ કરી ન્યાય પક્ષે જોઇએ તો આપણે આ બ્રહ્માંડ કે જેને આપણે કરોડો પૃથ્વી અને અબજો ગૃહને ધારણ કરનાર ગણીએ છીએ, તે ફ્કત એક ખાબોચીયાના કાંઠાનો પ્રદેશજ છે. માનવી તું જરાં ઉંચો! ઉતર, આ કલ્પનાનો પુરો વીચાર કર, અને પછી તું તારા ધર્મના કામ પર અભીમાન કર. તે પછી તું તારી ભકિત, એ ઈશ્વરના કાનમાં નાખવા પ્રયત્ન કર. યોગેશ્વરો તમે તમારા યોગની ક્રીયાથી દેશનું વીસ્તર્ણપણાનું દર્શ કરવા પ્રયત્ન કરો, પણ નહીં, માણસ ખરેખર, માણસ એક અદના નાદાન અને તુચ્છ જંતુ છે. જેને પોતાના સ્વરૂપનું, પોતાના પ્રદેશનું, અને પોતાની શકિતનું કાંઇપણ ભાન નથી. અને આ સ્થળે કદાચ કોઇને અભીમાન થતું હોય તો, મારી ઉપર, ઉપર વર્ણવેલી દરેક વસ્તુ વીવેચન વાંચી, વીચારી તેનો જવાબ કોઈ યોગ્ય સ્થાને આપશે તો, આ સંસારના સર્વ પ્રાણી અને હું એ મહ—આત્માના આ—આ—આ—ભારી થશુંજ—!!!!!!

# પ્રકરણુ બીજું



## પ્રેમ મસ્ત બનેલી સુંદરી.

ગયા પ્રકરણુમાં આપણે અલલ દેશની જંગલી પ્રજા અને તેની પર અમલ કરનાર ધર્મગુરૂનું વર્ણન કરી ગયા. અલલ દેશના ઝુંબી નામના ગામડાની હદમાં આપણે સરોવર સુંદરીને પ્રેમમા મસ્ત બનેલી છોડી દીધી છે. ઝુંબી ગામના કેટલાક માણુસો સાથે તેનો સરદાર પોતાના ગામની હદમાં ફરતો પૂરતો સરોવરની સુંદરીની નજીક આવેલછે.

આપણી એટલે જુની અને નવી બંને વખતની છેલામાં છેલી સુધરેલી રૂઢીની પ્રજા જેમ સ્વરૂપવાન સ્ત્રીને જોઇ તેના તરફ દુરવૃતી કરવામાં મોજ સમજતાં. તેમ આ દેશની પ્રજા પોતાનામાં ચાલતા ભવીષ્ય એટલે કે અંતે સ્ત્રી સ્વરૂપે આવનારી દેવીથી આપણા સઘળા દુઃખ હમેશાને માટે દુર થશે એ ખ્યાલની દ્રઢતાથી સર્વ પુરૂષ વર્ગ સ્ત્રીને બનતું માન આપતા હતા. આ દેશમાં સ્ત્રીનું સહેજ અપમાન કરનારને ભર રસ્તામાં દરેક માણસો માર મારી બે હાલ કરી શકતા. અને એ ઉપરાંત જો અધીકારીને આ વાત જાહેર યતી તો તેના પર રાજ્યની સત્તાનો, અથાગ જુલમ ગુજરતો. આ રૂઢી આ દેશમાં પરાપુર્વથી ચાલી આવતી હતી. તેમાં હાલનાં વીચીક્ષણુ સત્તાધારી ધર્મગુરૂએ કાંઇ પણ ફેરફાર કર્યો ન હોતો અને તેથી એ રૂઢી ઘણા જોરથી ચાલું હતી.

આપણી વાર્તાના ચાલુ પ્રસંગમાં આવેલી ઝુંબી ગામની ટોળી તરફ હવે આપણે નજર કરીયે.

એ ટોળામાંનો એક માણુસ કે કાને સાંભળવાની બાબતમાં એ ગામનો પગી તરીકેનું કામ કરતો હતો, મતલબ કે ગામડાઓ માં દુર બનતા કેટલાક બનાવના અવાજ સાંભળવાથી સમજી શકાય છે, તો તેવા બનાવો ગામડાના અધીકારીને જાણવા માટે દરેક ગામે આવો એકાદ પગી રહેતો હતો, આ પગી પણ એ પ્રકારમાં નોજ એક હતો. તેણે પોતાના કાને સાંભળવાના તીક્ષણ અનુભવથી આ સરોવરની સુંદરીનો અવાજ સાંભળ્યો. અને પોતાના અધીપતી આગળ જાહેર કર્યું કે, 'સુધાજી! કે જે શબ્દ એ લોકો પોતાના સરદારને માન માટે વાપરતા અને જેનો અર્થ ગુરૂજી થતો હતો.

સુધાજી કોઇ નવીન પ્રાણી કે કોઈ દેવ કે કોઈ બીજો ચમત્કાર હોય, પણ આ જે અવાજ આવે છે, તેવો અવાજ, આપણા દેશમાં હજુ સુધી ઉત્પન્નજ થયો નથી. અધીકારી બોલ્યો.

'છરા' એ સાધારણ માણસને છોકરા એમ કહેવા માટે વપરાતો શબ્દ હતો.

છરા જા, તપાસ કર જો, આપણા દેશની હદનું જોખમ આપણી આખી જાતનું જોખમ છે, અને સે બાબતનાં આપણેજ જોખમદાર છઈએ.

છરો આ શબ્દો અર્ધા ન સાંભળ્યા તે અગાઉ તો સંસલાની માફક ચાર પગે દોડો ગયો. સરોવરની સુંદરી આ સમયે વીહવળતામાં બે ભાન બનેલી ગાંડી જેવી બની ગઇ હતી, તેથી

આપણા દેશના સુધરેલા માણસમાંનો કોઈ પણ તેને અત્યારે વનદેવીજ સમજે.

ત્યારે આ સ્થળે આવનાર ઝુંબી ગામનો છરો આ દેવી સ્વરૂપને જોતાં અકળાઈ જાય તેમાં શું નવાઇ ?

છરાએ આ વીચીત્ર સ્વરૂપ જોયું પણ તે સમજી ન શકયો બલકે તેના મગજમાં આ વાત ઉતરી નહીં, અને મનમાં પસ્તાતો પસ્તાતો બોલવા લાગો કે મારા વંશમાં આજે ચાલીસ પેઢી થયા આ પગીની નોકરી ચાલી આવે છે, અને મારા બાપદાદાએ બધી હકીકત મને કહી છે. પણ આ તે શું હશે ? તે હું કાંઇ સમજી શકતો નથી, તારે મારે સુધાજીને શુ સમાચાર આપવા ? રખેને હું ઉંઘમાં તો નહીં હોઉં કે આ સ્વપ્નું તો નથી ? ખચીત્ત આજે હું ગાંડો બની ગયો છું ? મારૂં મગજ જો ચસ્કી ગયું ન હોયતો હું આવું કેમ જોઈ શકું ? આમ વીચાર કરતો તે તો તાંજ સ્તંભ થઈ રહયો. તેને જઇને જવાબ આપવાની તો એક બાજુ રહી, પરંતુ વીચાર કરવાની શુધ્ધ પણ ન રહી.

સુધાજીની ટોળીમાં આ અનુચરને આવતાં હદથી વધારે વખત લાગવાથી ખળભળાટ મચી રહયો. કારણ તેઓની ટોળીમાં સઘળાઓથી વીચીક્ષણ અને હુશીયાર તે પગીજ હતો. સુધાજીથી હવે ધીરજ ન રહેવાથી તેણે પોતાની ટોળીને આગળ હુકમ કીધો. આ આખી ટોળી આ તરફ ચાલી આવે છે. એટલામાં સરોવરની સુંદરી પોતાની ધુનમાં લલકારવા લાગી.

'ગગન ગરજે પ્રેમથી, ગરજના એ ધમકે ધરા,
સુખ શ્રાપ તાપ તપાવતા, શ્રી સુર્ય અહીંથી પરવર્યા;
શીત વીત પ્રીત વર્ષા ત્રીલોકું, દેહ ભેદે સોંસરી,
સુખ શ્યામ વીણુ ન સાંપડે, પ્રેમી શકું કયમ વીસરી.'

આ ધ્વનો એક સુધરેલા દેશની સર્વાંગ શ્રેષ્ટોત્તમ સુંદરીના કંઠમાંથી નીકળતી સાંભળી સુધાજીની ટોળી પણ ત્યાંજ સ્તબ્ધ બની ગઈ.

## સોરઠો.

'પ્રેમ કેરી પરનાળ, વ્હાળા વાળી નવ શકુ,
ધધકતી ધકમાળ, તરણું કયમ તારી શકે.
મોહન તારી માળ, અમને છે એ આસરો,
જુગમાં ઉઠી ઝાળ, શાંતી કયાં શોધું-સખી.'

વળી તે આસમાન તરફ નજર ફેરવીને બોલવા લાગી કેઃ-

'તુહીં તુહીં રહીછું પુકારી, કાં ન લે તું દાદ હમારી,
રટતાં રટતાં ગઇ લલના હારી, કાં ન લે તું દાદ હમારી-તું૦
લીધો છે તને ચીત્તમાં ચીતારી, મદન મોહન વીહારી,
આ અર્પ્યા છે પ્રાણુ તને, પાદ પંકજ પુજવા સ્વીકારી-તું૦
કાં ન લે તું દાદ હમારી.'

સુધાજીની ટોળી જો કે આનું સ્વરૂપ જોઇ સ્તબ્ધ બની ગઇ તોપણુ તેમાં કેટલાક તો તદન જંગલી જાનવરો જેવાજ હતા. જેને ફકત તેના સ્વરૂપ માટે સહેજ અજાયબી સીવાય કાંઇ અસર

થઇ નહીં, તેથી તેઓમાંના કેટલાક સુધાજીના હુકમની રાહ ન જોતા સરોવરની સુંદરીની આસપાસ વીંટાઈ ગયા. છરા તરીકે આવેલો પગી પણ આ પોતાની આવી પહોંચેલી ટોળીની દોડા દોડીથી જાગૃત થયો. પરંતુ આપણા સુધાજી એને ઠેકાણે સ્તબ્ધ થઇ પુતળા જેવા થઇ ગયા. આ દરેક માણસોમાં સુધાજી કાંઇક આત્મ બળ ધરાવનાર હોય તેનેજ ધર્મગુરૂ એ પદવી આપતા હતા, જેથી આ મન મોહક સુંદરીના મોહક શબ્દથી સુધાજી કાંઇક વીચારગ્રસ્ત થઇ જાય એ બનવા જોગ હતું. સુધાજી અત્યાર સુધી તો બે શુધ્ધ જેવી હાલતમાં હતાં, પણ પોતાની ટોળીના જંગલીઓ એ કોમળ સુંદરીની આસપાસ વીંટાઇ વળેલા જોઇ કાંઇક અગમ ચેતી રૂપ ધાસ્તીથી ચમકયા. એટલામાં સરોવરની સુંદરી પૂરીથી સુસ્વરના સર ફેંકવા લાગી.

'સકલ સ્નેહ સુભણુ શ્વામી, અગમ તારો આસરો.
આ પ્રેમની ભીક્ષા ભીખંતી, પ્રેમ પંથ એ આકરો.'

આ શબ્દો સાંભળી સુધાજી ગભરાયા. અરે આ કોઈ દેવી હોય યા માણુસ અગર કોઇપણ પ્રાણી હોય તો પણ તે સ્ત્રી જાત તો નકીછે. અને આ જંગલીઓ તેને ઘેરી વળ્યા તેથી તે ગભરાઈ ગઇ જણાય છે. જો હું મારી ફરજમાં ચુકયો તો આવતી કાલની પ્રભાતે મારૂં માથું ઉલમા દેવને નીવેદ થાશે.

આટલો ખ્યાલ આવતાં વીજળીના ચમકારા પેઠે તેનાં હૃદયમાંથી બીકની અસર આરપાર નીકળી ગઇ. આ આસરથી તે એકદમ બરાડી ઉઠયો કે. ઓ. દરેક જંગલી 'છરાઓ' હાથ જોડી



તેની પાંસે આવી ચાર પગે જાન વર ઉભે તેમ ઉભા, જયારે સુધાજી ગુસે થતો ત્યારે જંગલીઓ આ પ્રમાણે વરતતા હતા. સુધાજી જરા પણ શાંત ન થતાં તેઓમાંના એકને હુકમ કરયો કે,—

છરા જા! આપણા મહેલની અંદર જે ધર્મ ગુપ્રા છે કે જયાં ઉલમાં દેવના દાસ છે. તેને કહે





કે તે જગાપર આ મહાદેવીને લાયક જોઈતી સગવડ કરે. અને એક છરાને મહા સુધાજીને ખબર આપવા રવાના કર. આટલો હુકમ પુરો થતાંજ છરો સુધાજીની જયાં સુધી નજર પહોંચે ત્યાં સુધી ચાર પગે દાડયા કીધું, આ હુકમનો અમલ થયા પછી સુધાજી શાંત થયા, પરંતુ જંગલીઓતો તેના મોં સામે જોવાની હીંમત કરી શકયા નહીં, જેથી તેઓ તો બીચારા જનાવરની માફક ચાર પગે નીચું માથું રાખી ઉભા રહ્યાં.

હવે સુધાજી સુંદરી પાંસે આવી તેની આગળ ગુંઠણ ભર થઇ હાથ જોડી માંથું નમાવી બેઠા. આ ખેલ જોઇ સુંદરી અજાયબ પામી. જો કે આ જંગલીઓનો સરદાર કાંઇક માણસપણાવાળો છે, પણ તેનામાં પણ કાંઈ વધારે અકલ જણાતી નથી, આમ મારી પાંસે માંથું નમાવી બેસવાથી એ શું માગે છે. હા! સમજી! કદાચ આમાંથી અનથ તો નહીં થાય? એની નીતી તો ભ્રષ્ટ નહીં થઈ હોય? ખરેખર મને આ સમયે આ શંકા કરવાનું વધારે સબળ કારણ છે. આ ગહન વીચારથી સુંદરી પણ વીચારમાં લીન થઈ ગઇ. આ પ્રમાણે બે ત્રણ ઘડી વીતી ગઇ, તોપણ સુધાજીએતો માથું ઉંચુ ઉપાડી જોયુંજ નહીં, તેમ પેલા જંગલીઓ પણ ચાર પગેથી બે પગે ન થયા, તેમ કાંઇ બેઠા પણ નહીં, અંતે સુંદરીની વીચાર માળા છુટી. હદ ઉપરાંત વખત સુધી આ જંગલી પ્રાણીઓની આ કફોડી સ્થીતી રહી. તેથી તેના પર દયા આવી, અને જેમ કોઈ વનદેવી જંગલના પશું પર હુકમી દયા કરતી હોય તેમ બોલવા લાગી. 'મનુષ્યો તમે ગમે તે હો અથવા તમારી ચાહે તે ઇચ્છ હોય તોપણ તમો આ પ્રમાણે દુઃખ સહન કરો નાહક તમાર

શરીરને ત્રાસ ન આપો. આ સાંભળી સુધાજી ઉભો થઈ ગયો. અને સર્વ જંગલીને ટટાર થવાનો હુકમ આપ્યો, પૂરી સુધાજી એ સુંદરી પાંસે આજ્ઞા માગવા ગુંઠણ ભર થયા કે તરત બધા જંગલીઓ પાછા ચાર પગે થયા. સરોવરની સુંદરી આ ખેલ પૂરીથી જામેલો જોઈ કંટાળી ગઈ. અંતે પોકારી ઉઠી કે, 'અરે ! આ કેવા પ્રદેશમાં હું આવી છું. મારા ભવીષ્યમાં વળી આ જંગલી કયાં બાકી હતા?' આ પોકારથી જો કે સર્વ જંગલીએ તેની સામે જોયું, પણ કોઈને ઉભા થવાની હીંમત ન રહી.

સુધાજી પણ હતા તેમજ સ્થીર રહયાં. અંતે સુંદરી બહુજ કંટાળી બુમ મારી ઉઠી કે, 'માણસો તમે ચાહે તે હો, પણ આમ રીબાઇ મને શા માટે પ્રાયશ્ચીત આપો છો.'

સુધાજી મહા મુશકેલીથી આ બોલવાનો અર્થ સમજયા ખરા, પણ તે ન સમજવા જેવુંજ થયું, એટલે પોતે નીચે બેસી જઈ ભોંય પર માંથું મુંકયું. એ જોતાંજ સઘળા જંગલી લાંબા થઈ ઉથમાં શુઇ ગયા. સુંદરીતો આથી વીશેષ કંટાળી, તેથી પોતાની સ્થીતીનું તેને ખરેખરૂં ભાન આવી ગયું.

હવે આ જંગલીથી છુટવું શી રીતે ? તેના વીચારમાં પડી. પછી પોતાની નમ્રવૃત્તી ધારણ કરી ધીમેથી પાંસે માંથું જમીન સાથે ઘસતાં સુધાજીને કહ્યું કે, 'ભાઈ!' સુધાજીએ ઉંચુ ઉપાડી સામે જોયું, પણ ઉભો તો ન થયો.

**સુંદરી**—કેમ તમો કાંઇ બોલી શકતા નથી.

**સુધાજી**—દેવી અમો જે આજ દીવસ સુધી સાંભળતા હતા તેજ તમો અમોને દુઃખમાંથી છોડાવવા આવ્યા હોય એમ લાગેછે, તો તમારી સામે અમારા મહા સુધાજી સીવાય કોઇપણ બોલી શકવાને શકિતવાન નથી. જો કે આપની આજ્ઞાને માન આપી હું આટલું જે બોલ્યો છું, તે અપરાધમાંથી મને બચાવી લેશો. સુંદરી આ જવાબ સાંભળી પુરેપુરી ગુંચવણમાં પડી. પણ અંતે આમ કોઇ વાતનો અંત આવે તેમ નથી એમ ખાત્રી થતાં પોતાને તેઓની સાથે જવુંજ પડશે એમ લાગ્યું. જેથી સુધાજીને કહ્યું કે, 'ઠીક છે, તમારે કાંઇ ફીકર કરવી નહીં. ચાલો તમો મને જયાં લઇ જવા ધારો છો ત્યાં આવું છું.'

આ સાંભળી સુધાજી ચાર પગે આગળ ચાલવા લાગ્યો, તેમજ સર્વ ટોળી જેમ ગાડરાનું વાઘ અને ગોવાલણ હોય તેવો દેખાવ બની ગયો.



# પ્રકરણ ત્રીજું



## મહા સુધાજીનો હુકમ અને ઝુંબો ગામમાંથી સુંદરીનું પ્રયાણ.

ઉલમાદેવીનું મંદીર કે જ્યાં સરોવરની સુંદરીને ઉતારો, (આશ્રયસ્થાન) આપવા માટે સુધાજીએ હુકમ કર્યો હતો, તે સ્થાનમાં અત્યારે સરોવરની સુંદરી વીશ્રાંતી મેળવે છે. પરંતુ આ જંગલીઓની સાથેના સંગમથી તે એક કેદી જેવીજ છે. આવા પરતંત્રપણાથી જો કે સુંદરી સહેજ વખત કંટાળી તોપણ અંતે તે સમજી કે આટલો આશ્રય પણ મારા જેવા વીદેશીને મળવો અશકય છે.

મને કદાચ એ જંગલી પ્રાણીએ કેદી કરી હોત તો, આ નીરજન સ્થળમાં મારી કોણ સંભાળ કરત ? પરંતુ સર્વ વ્યાપક સચરાચરનો ઈનસાફ ખરેખર અલૌકીક છે. જ્યાં પામર પ્રાણીની ગતી પહોંચી શકિત નથી ત્યાં એ સચરાચર પોતાના નીયમનુ અનુકરણ કરવા શકિતવાન છે.

ઉલમાદેવનું મંદીર ઝુંબીગામના મધ્ય ભાગમાં આવેલું છે. ધર્મ માતાંના દેવલો હમેશાં ગામના મધ્યમાંજ હોય છે. અને તેજ પ્રમાણે આ જંગલીના દેશમાં પણ હતું માણસ જાતના કુદરતી વીચાર કેટલીક બાબતમાં સમાન બુધ્ધા ધરાવે છે.

ઉલમાં દેવનું મંદીરજે ગુફામાં હતું તે ગુફા અદભુત રક્ષણથી રક્ષાયેલી હતી તેની આજુબાજુ કોઠા જેવી રચના જેવા આ

જંગલીઓના રહેઠાણ ગોઠવાયેલા હતા. ઉલમાદેવનું મુખ્ય સ્થાનક મોટા નગરમાં હતું, પરંતુ દરેક ગામડામાં તેના નામથી અકેક બોકડો રાખેલો હતો અને એ બોકડાને તેઓ મહા ભયંકર ઉલકાપાત કરનાર દેવની મુર્તી સમજતાં હતાં નીચી મુંડકી રાખી એ દેવતા ઉલકાપાત ઉઠાવે છે. બોકડાની પુજા કરવાનો તેઓનો વીધી અજબ હતો, જયારે જયારે બરફ વધારે જોરમાં પડતો ત્યારે તો તેઓ આનંદમાં રહેતા, પરંતુ સૂર્યની ગરમી સહેજ અસર કરે કે તેઓ એમજ સમજતા કે આ ઉપાધી કરનાર થી,જેમ ઝાડ શુકાઈ મરી જાય તેમ આપણને શુકવી નાખવા માંગે છે, તેઓ ઠંડી વસ્તુ, ઠડી મોસમ, અને રાત્રી દીવસ ઠંડા પાણીથી એ દેવને પ્રસન કરવા ચાહતાં.

જો કે આ સ્થળે બીજું પ્રાણી હોય તો અનહદ ઠંડીથી તુરતજ મરી જાય, પરંતુ બોકડાનું ઉનાળું અંગ ઘણીજ ઠંડી સહન કરવા શકિતવાન છે. વળી આ ઠંડા દેશમાં ઉત્પન્ન થનાર એ જાનવરમાં આ દેશની હવાને વોશેષ અનુકુળ, એવા ગુણ હોવા જોઈએ. આ બોકડાને ખાવાને માટે જે જે વનસ્પતીનું નીવેદન થતું તેમાની કેટલીક નીશા ઉત્પન્ન કરનારી હતી, અને એ નીશાના વેગથી તેઓ જાણતા કે એ દેવ જેમ બને તેમ નીશાની ઝુમમાં બેશુધ રહે તેમ આપણને નુકશાની કરવાનો ઓછો વીચાર કરશે. વળી નીશાની લહેરથી એ દેવ પ્રસન્ન પણ રેહેશે. આ દેવને નમન કરવાનો રીવાજ તેઓ ખરે મધ્યાને ચાર પગે દોડતા આવી બોકડાની માફક નીચી ગરદને કેટલાક કલાકો દેવના મંદીર સામે ઉભા રહતા, અને મુખ્ય સુધાજીના

હુકમ પછીજ તેઓ ટટાર થતા, આ વરતણુકથી માણુસ જાતની મગજમાં રહેલી શકિતના તંતુ તેઓનું મગજ નીચ ગતીએ કલાક સુધી રહેવાથી લોહી ઉતરી આવતું, તેથી માણુસાઇ નબળાઈ એકદમ રહેતી.

સરોવરની સુંદરી આ દેવળમાં એ બોકડાના સ્થાનથો સહેજ દુર પરંતુ એથી કાંઇક ઉત્તમ સ્થાને રહી શકી નથી. આ દેવળમાં જો કે માણુસને રહુયા યોગ્ય કાંઇ પણ નહોતું. પરંતુ સમયને ઓળખનાર ખુશીથી કે પરાણે જે કાંઈ મળે તેમા સહેજ સંતોષ અને સહેજ વીશેષ સગવડ માટે આતુરતા ધારણ કરે છે છતાં સરોવરની સુંદરીની ધુન જે પ્રેમની વસ્તુમાં પલોટાયેલી હતી, જે પ્રેમનું ઝનુન તેની નસેનસમાં વહેતું હતું, જે પ્રેમના નીશામાં તે કલાકો સુધી બલકે આખો વખત ભ્રમીત રહેતી હતી તે પ્રેમની વખતો વખત શુધિ અને બેશુધિ વચેની સ્થીતીમાં લટકી રહી હતી.

આ વખત મધ્યાનની શરૂઆતનો હતો, સુંદરીનો આ સ્થાન કે પહેલોજ દીવસ હતો. જેથી ત્યાં શું થવાનું છે તે બાબત સુંદરી બીલકુલ અજાણ હતી, જેથી તે તો પોતાના પ્રેમ પંથનો પાઠ પઢયે જતી હતી. ઉન્માદ દશા અત્યારે તેની સખી જેવી શાંતી દેનાર સંગતી હતી. માણુસની દેહ સર્વ પ્રાણીઓ કરતાં રસમાં વધારે લીન રહે છે.

દરેક પ્રાણી અકેક ઇંદ્રીના રસમાં લીન રહેછે, પરંતુ માણુસ જાતતો પાંચે ઇંદ્રીઓને આધીન છે, આનુ કારણ માણુસ જાતની

બુદ્ધ અને તેથી થતો સુધારો છે. જેમ જેમ કાંઈ કાંઇ દુનીયામાં નવું શોધાય છે, નવો અનુભવ થાય છે, તેમ તેમ શોખની આડ ઉંડી અને આત્માની અંધારી છાયા રૂપ ઈચ્છાને કાંઈક વધારે અને કાંઇક નવુંજ જોઈએ છે આત્માની આકૃતીજ આ સંસારને ઉત્પન્ન કરનાર અને માણુસ જેવી દેહને ઉંડામાં ઉંડી રસની ખાણમાં ઝબોળી જ્ઞાનથી વીમુખ કરનાર છે.

માણુસ જાત કોઈ પણ ઈંદ્રોના રસને આધીન છે. અને એ ઉપરથી વીદ્વાન કહેવરાવનારા એટલે અંનત રસના અનુભવી કદાચ અનુભવી ન હોય તોપણ દરેક રસના અનુભવને વાંચન શ્રવણ સંગતી અને દ્રશ્ય પરીણામથી જાણનારા છે. વીદ્વાન એ શબ્દનો અર્થ સર્વ જ્ઞાતા એવો ભાવ દરશાવનાર છે, દુનીયાના બુદ્ધીમાં ઓછા પ્રાણીઓ, પશુ પક્ષી જીવ જંતુ એ સર્વમાં જેમ સમજ સ્મરણ અને તત્વ પ્રકાશક શકતી ઓછી છે તેમ તેમાં રસજ્ઞપણું ઓછું છે. ત્યારે માણુસમાં એ સઘળી ઈંદ્રીઓ બળ વાન છે અને તેથી દરેક ઈંદ્રીઓના ભોકતાં રસબસમાં મચેલા છે,

અદભુત માણુસ જાતમાં જે રસનું દ્રશ્ય થાય છે તે સઘળા રસ વીદ્વાનોએ અનુભવથી અગર બીજા પરીબળથી સીદ્ધ કરેલ છે. એ વાંચક તું આગળ વાંચી ગયો છે જેથી વીદ્વાન આત્માં એ કયા પ્રકારના રંગથી રંગાયેલો છે એની કાંઇક છાંયા આથી સમજાઇ શકાશે.

વીદ્વાનો સર્વજ્ઞ હોવાથી સાધારણ આત્માંથી રસમાં જેમ ઉત્તમ છે, તેમ દુનીયાના અનીવાર્ય રસોની વત્તીમાં પણ ડુબેલા જ છે. આવા વીદ્વાનોનાં ઉંચતા ફકત તેની ઉંચ વત્તીઓના

વીશેષ બળપર આધાર રાખે છે. પરંતુ એવી ઊંચ વૃત્તીઓથી વીમુખ વીદ્વાનોનો આત્માતો આ સંસારમાં સર્વથી કનીષ્ઠ અને સંસારમાં સડારૂપજ છે.

આવા વીદ્વાનોએ સંસારમાંની અનેક નવી નવી રસ ચાખનારી વત્તીને ઊશકેરવા દશ જાતના રસનું વર્ણન કરી પોતાનું સામર્થ્ય બતાવ્યું છે, એ સામર્થ્યથી દુનીયાને લાભ કે હાની તે વીષય ચરચતાં ઘણોજ ભાગ રેકાય જેથી આ સમયને અનુકુળ કહેવાની મતલબ એટલીજ છે કે જેમ દુનીયાની રસીક વૃતીઓમાંના પ્રાણીઓ છે, તેમ તેમાંના ઉત્તમ કનીષ્ઠ રસોને વર્ણન કરનારા ઓછા વધતાં અનુભવી વીદ્વાનોજ છે. રસ દશ પ્રકારના આપણા આ વીદ્વાનોએ કલ્પેલ છે, તેમાં શ્રંગાર પ્રથમ અને રસરાજ છે. સર્વ રસના રાજ સીંહાસનપર શ્રંગારજ બીરાજે છે. માણુસ અગર દુનીયા સર્વનું ખેંચાણ કરનાર કાંઇક અપુર્વ વસ્તુ છે. અને એ આકર્ષણનો ભાવ દરેક પ્રાણીઓમાં શ્રંગાર રૂપે કાંઇક અનુભાય છે, જેથી દુનીયાની સઘળી સત્તા કરતાં એ સત્તા અદભુત બળવાળી છે. આ શ્રંગારસ દરેક પ્રાણીઓમાં ફકત રૂતુ અનુસારે અને સાધારણ દેહના નીયમ પ્રમાણે અનુભવાય છે ત્યારે માણુસ જાતમાં તેમાં વીશેષ અને નવીનતાં અને રસીકતાં જોઇ તેના બારીક અંશોમાં ગીરફતાર થાય છે, આ શ્રંગાર રસનું મુખ્ય સ્વરૂપ પ્રેમના નામથી વર્ણવત્ય છે. પ્રેમ એ શબ્દના અર્થને દરેક સૌ સૌનાં અનુભવ પ્રમાણે સમજે છે. પ્રેમનું બળ કેટલા પ્રમાણમાં છે, તે માણુસની વત્તીના ઉછાળામાં ઉત્પન્ન થયેલ રસ જ્ઞાપણાપર આધાર રાખેછે, તોપણ સાધારણ દેહની વત્તીને સઉકો

થોડે અગર વધારે અંશે સમજે છે. એ પ્રમાણે શ્રંગારની ઉન્માદ દશા માટે જો કે કેટલાક જુવાનીઆ અને કોઈક વૃદ્ધ કે જેને એ વસ્તુનાં ખરા પ્રબળનો અનુભવ થયો નથી તે તો મશકરીજ કરશે પરંતુ તેથી એ દશા અનુભવનાર ભુલ કરે છે, એમ કહેવુ તદન ગેરવ્યાજબી છે.

લોભી અને ઉદાર, દાતાર અને શુર, એવી વીરોદ્ધી વૃ-તીઓ વાળા જેમ એક બીજાને નાપસંદ ભાવની મશકરી કરે છે, તેમ પ્રેમના વીરોધી એટલે પ્રેમ શુધ્ધ પ્રેમ અદભુત અસરકારક પ્રેમ–નો જેને અનુભવ નથી તે તેઓની મશકરી કરે તે કાંઈ વ્યાજબી નથી. આ ઊનમાદ દશા સુંદરી હવણા અનુભવે છે.

શ્રંગાર બે પ્રકારનો સયોગી અને વીયોગી તેમાં પણ વીયોગી શ્રંગારની શરૂઆત મુગ્ધા (દંપતી) જોડલાઓને દશ પ્રકારના ભાવ થાય છે. તેમાંનો છેલ્લો અને સબળ દુનીયાને હાસ્ય ઊત્પન્ન કરનાર જેવી આ ઉન્માદ દશા શ્રંગારની સર્વ દશાઓમાં ઉત્તમ છે.

સુંદરી પોતાના સ્થાન પર ઠરી ઠામ પડી છે, શરૂઆતમાં સહેજ વખત આજુબાજુના સંબધના વીચારમાં રહી, પરંતુ ઘડી પછી ફરીથી પોતાનાં હૃદયના પ્યારા ભાવમાં ગુંથાઇ ગઈ.

વાંચક! નજર કર. એક વીસ્તર્ણ ગુફાનો અર્ધ અંધકારવાળો ઓરડો ચોરસ ભીંતોવાળો નહીં પણ ગોળાકાર છે, બરોબર મધ્ય માં બોકડજી જંગલીઓના માનીતાં દેવ જુદી જાતની વનસ્પતીનો પાલો ચાવતા ઉભા છે, તેની બાજુમાં રક્ષણ કરનાર બે જંગલી બોકડજીના સ્થીતીમાં ઉભેલા છે, બોકડજીની આગલ વનસ્પતીના

પાલાના ઢગ ઉપરાંત કામળી જેવું કાળું વસ્ત્ર બીછાવેલું છે, જેની પર બોકડજીની મરજી થાય ત્યારે બેસે છે. આવા વીચીત્ર રંગથી થોડે દુર ચતુર્થ ઘોળાકારમાં સુંદરી માટે હરણ જેવા પ્રાણીઓના સુવાળા રૂવાળાથી ગુથેલું બીછાનું બીછાવ્યું છે, બાજુમાં પાણીની એક ગુપ્તાની જમીનમાં કોતરી કાઢેલી કુંડી ભરેલી છે, એ સીવાય બીજું કાંઈપણ સાધન દેખાતું નથી. આવા વીચીત્ર સ્થાનમાં કાંઇક સ્વતંત્ર અને કાંઇક પરતંત્ર સુંદરી એ કોઇ પણ આ બાબતનો વીચાર છોડી પોતાનાં પ્રેમ લગ્નમાં મગન છે.

સહેજ વખત રહી રહીને તેના મુખમાંથી કાંઇ કાંઇ શ્રંગાર યુકત કવીતા, પ્રેમ પાત્રને ઠપકો. વીનવણી, અને લાગણીના ઉદગારો નીકળવા લાગ્યાં. જુઓ! એ સ્વરૂપ સુંદરી જેમ ઘમઘોર વર્ષા રૂતુમાં છવાયેલા કાળા વાદળામાં સફેદ વીજળી ચમકે તેમ કાયમ પ્રકાશ ધરી રહીછે. જેથી પ્રકાશ આંખોને ખેંચનાર અદભુત આકર્ષક આ દેખાવ માણુસ માત્રને ઘડી ભર બેશુધ કરી નાખે છે. તેના બાળ અમેરીકન સુંદરીઓ જેવા પરંતુ છુટા છવાયેલા કાળી કામળમાં પણ દેખાઈ આવેછે. આ સુશોભીતવાળ એનું અર્ધસ્મીત મુખ અને હાથનો ગાલ આગળનો ટેકો અત્યારે કોઇ અદભુત સ્વરૂપ દર્શાવે છે જેની ઉપમા માટે અત્યારે કોઈ વસ્તુ યોગ્ય નથી.

શરીરપરનો સાળુ કે જે તદન મલીન હાલતમાં છે, છતાં તેના ગૌર વદન પર ઉલટો વધારે શોભાયમાન દેખાયછે, એ સાળુ પરની સફેદ કીનારી કાંઈક ઝાંખી પડી છે, છતાં કાંઇ વીચીત્રવલ કોઈ વૃક્ષને છવાયેલી હોય તેવી સાળુંની કળચલીથી ખીલી રહેલ છે.

## આ 'સ્વર્ગ'ની સુંદરી.

તેના નામ કરતાં પણ કાંઈ વીષેષ ભાવમાં લીન કરે છે.

તેના મુખપરની આંખો કોઇ ખુલ્યા વગરના પુષ્પ જેવી વીંચાયેલીજ છે, એ બંધ આંખો જયારે ખુલશે ત્યારે તેમાંથી કેવુ મોહ પુષ્પ દેખાશે, તેનો ખ્યાલ દેવના દેવને પણ આકર્ષી ત્યાં ખડા રહેવા શકિતમાન છે. તેના અરધસ્મીત ઓષ્ઠ ફરકતા જણાય છે. પરંતુ ખરૂં જો તો તે કાંઇક બોલે છે, શાંતીને લીધે એ હોઠ માંથી નીકળતા ધીમા શબ્દો પણ સંભળાય છે.

આવી રસીક મુર્તીના મુખમાંથી નીકળતા શબ્દો રસથીજ ભરેલા રસબસ હશે એમાં શંકા કરવાનું કાંઇ કારણ કોઇના દીલમાં ઉત્પન્નજ થાય જુઓ એ શું બોલે છે.

'રસની લુંટા લુંટ, રસબસ રેલી જો રમી :
રસીક આવ તું લુંટ. રસવેલી આ એકલી.'

અહા ! વર્ષા !! તું સંયોગીને આંનદકારી પરંતુ વીયોગીના હૃદયતો ચીરનારી, કલેજામાં ઉંડી ઝહેરની લાહ્ય લગાડનારી, કાતીલ કટારી રૂપ વર્ષા, તારા આ અમલમાં મારો પ્રેમી પીયું જાય છે જો—

'પીયુડો પરદેશ જાય સખી કોઈ સમજાવેના,
વર્ષા રૂતુ સમીપ આવી પતી વીયોગ નાથના.

સ્નેહ ગીરીવર ને વાદળીનો મળતા ત્યારે લેતાં લ્હાવો ચુંબનનો
કેશ છુટા છોડી સરીતા દોડી સાગર શ્વામીને મળવા જો—પીયુડો.

હા. નજા, પ્રેમી જો એક મારી સમાન મારી સખી શું કહે છે.
'નોકરી મત જાના દીલદાર (૨) કમરપેં બાંધી ઢાલ તરવાર-નો૦
ઐસા મેં કછુ જાનતી જો, નગર ઢંઢેરા ફેરતી મેં,
પ્રીત કરે દુઃખ હોય—નોકરી.

ખરેખર પીયુ જો હું આમ જાણુતી હોત તો મારી સમાણી રક સર્વને સુચના કરત કે—

'પ્રીત કરે દુઃખ હોય.'

પણુ તેથી શું! કમળના વન કરમાઈ જાય પણુ ભ્રમર તો તેની ભાળ પોતાને ભાવતે વખતેજ લેશે, અને કમળવનની આ સ્થીતી જોઈ તે તો બીજું સ્થળ શોધવા દોડશે, પરંતુ પરતંત્ર કમળ મેઘ દીપક અને ચકોર પરતંત્ર કુદરતે કરેલા છે. જો કે પ્રેમ પાત્રને વખોડનાર નીર્દય કહેનારા આશક કહે છે કે,

'દીપકને દરકાર નહીં, બળી બળી મરે પતંગ'
જાણે પણુ જીવંના રહે, અજબ પ્રેમનો રંગ,'

પરંતુ ખરૂં જોતાં તો.

'તલ ઘાણીમાં પીસીને આપ જલાવત અંગ,
ઘર ઘર દીપક થઇ જળું, કહાં મીલે પતંગ.'

પતંગ તું સ્વતંત્ર છો, ભ્રમર તું બહુ ભોગી વનવનમાં વીચરનારછે, મેઘ ઇંદ્રને આધીન છે. ચંદ્ર નીયમ તજી ગતી કરી શકતો નથી. કમળ અચળ સ્થાને પરવશ પડેલ છે. ત્યારે પતંગ મયુર ભ્રમર અને ચકોર સ્વાથમાં લીન ચારે દીશામાં પૂરનાર સ્વતંત્ર છે છતાં દોષ અમોને આપે છે. હશે! પરંતુ એ દોષ સામી પરવશ

પડેલ પ્રેમ પાત્ર કાંઇ પણ અભાવથી નજર ન કરતાં તેની ઝંખના રટનામાં લીન થાય છે અને એજ ભાવમાં તલ્લીન થઈ અતે અસ્ત થઈ જાય છે છતાં તેની કદર કયા છે. નથીજ.

'ગુણહીણુ ગરજુ જાણ્યા તમને શીદને સતાવો શાણા,
ગરજ સમયમાં આવી મનાવો રસીક રસધર માણ્યા ૧
શીદ સતાવો સલુણા અમને પ્રણમી પાય પખાડું
ઓરા શીદને નાવો તમારા રસ ચટકનો ચખાડું ૨
પ્રીતી પરવશ પંથ પડી છું જુઠા જીવન જોડે
અલબેલા આ અંગ ઉગારો સાંકળ શીદ્ધ તોડે ૩
ગુણયલ કે ગુણહીણુ ગાણું હું ગુણનીધી નામે રાચી
સુંદર સ્નેહ સરોવરની હું સુંદરી સ્નેહની સાચી. ૪

આ સ્વરમાં નીકળતા ભાવે તેના મુખપર, આંખપર અને ઓષ્ટ પર સ્ફુટ દેખાય છે.

શબ્દ ન સંભળાય તોપણ તેના કાંઈક ભાવ એ સુંદર મુખ પર થતા ભાવથી ઓળખાય છે. આ સમયે જંગલીઓ પોતાના ધર્મના નીત્ય નીયમ માટે એકઠા મળતા હતા, તેઓ આ દેવળમાં ચાર પગે થઇ આવતા હતા, અને તેમાં પણ કેટલાક મુખી માણસોજ દેવળમાં આવી શકતા, પ્રથમ દેવળમાં સુધાજી પણ ચાર પગે દાખલ થયો, અને તેની પાછળ આઠ દશ માણસો અંદર આવ્યા, તેઓ બોકડજી દેવ સામે નીચું માથું કરીને ઉભા, તેઓ ધર્મ ભાવથી આ પ્રમાણે એક ધ્યાને ઉભા છે, એટલામાં સરોવરની સુંદરીનું છેલું ગાયન સંભળાયું આ સાંભળી તેઓ ગભરાટમાં

પડી ગયા પરંતુ સુધાજીના હુકમ શીવાય તેઓ ઉંચુ જોઇ શકે તેમ નથી. સુધાજીએ પણ કેટલીક વાર જમીન સાથે માથું ઘસી પછી ઉપર જોયું. અને સરોવરની સુંદરીની તરફથી આ આવતા અવાજથી તે સમજયો કે આપણે જયારે પ્રથમ આ દેવીનો મેળાપ થયો હતો ત્યારે જે કાંઈ તે બોલતા હતા તેજ અત્યારે બોલે છે બોલવાનો અર્થ સુધાજી કાંઈક મંત્રના ઉચ્ચાર જેવો સમજવા લાગ્યો. ઉંચી ભાષા અને શ્રૃંગારીક રસા ભાસનો અર્થ જંગલી કયાંથી સમજી શકે? જેથી આની મતલબ તે ઉલટી સમજે તેમાં શું નવાઈ.

સુધાજીએ જે વખતે ઉપર જોયું તે વખતે સુંદરી પણ કાંઈક વોહવળતાથી આંખ ખોલીને આસપાસ નજર કરતી હતી, એટલામાં આ જંગલીઓની સ્થીતી જોઇ તે એકદમ ચમકીને ઉભી થઈ. અને સુધાજીની ટોળી પાંસે આવી ઉભી, જો કે આ બોકડજી દેવ પાંસે કોઈપણ માણુસ બે પગે ચાલીને તેની સામે આવવા આ દેશનો કોઈ જંગલી હીંમત કરી શકતો નહોતો, તેમ એ પ્રમાણે બીજું કોઇ આચરણ કરે તો તેઓનો પ્રાણ લેવા સુધી પ્રયત્ન કરતા, પરંતુ આ રમંણીને તો સુધાજી કોઈ દેવી સમજતાં અને જયાં સુધી મોટા સુધાજીની, કાંઈ હુકમ ન મળે ત્યાં સુધી તેની કાંઇ પણ ચાલચલણ સામે થવાની તેની હીંમતજ ચાલી નહીં. આથી તે આ પવીત્ર દેવળમાં મહા ઉતપાત કરનાર દેવની મુરતી સામે બેપરવાઈ અને બે મુરવત્વપણાથી ચાલતી તોપણ તેને કાંઇ પણ કહેવાની કોઈ હીંમત કરી શકયું નહીં.

તે આ જંગલી પાંસે આવીને ઉભી રહી અને આજુબાજુના સંબંધ પર નજર કરી આ લોકોના શું રંગ રીવાજ છે તેનાપર વીચાર અને દયા કરવા લાગી. એટલામાં બારણાની સામે તેની નજર ગઈ તો આ મકાનની સામેનાં મેદાનમાં હજારો જંગલીઓ આ સ્થીતીમાં ઉભેલા જોયા, આથી સુંદરી આશ્ચર્યમાં એકદમ ગીરફતાર થઇ ગઈ. અને તેના મુખમાંથી આશ્ચર્યજનક અને દયાળુ ઊદગાર નીકળી ગયા.

અરેરે ! આ શી ગતી ! બીચારા આ માણસો કેવી સ્થીતીમાં સંડોવાયલા છે ! આ સ્થીતીમાં શું આ માણસો જાણી જોઈને પડેલા છે ! હા, ખરેખર ! તેઓપર કોઇપણ જાતની જોરાવરી થતી હોય એમ કાંઇ જણાતું નથી. આ પ્રમાણે તે દયાની નજર કરતી અને કાંઇક આશ્ચર્ય પામતી ઉભીછે, એટલામાં એ લોકોના નીયમ પ્રમાણે કાંઇક વખત પુરો થવાથી સુધાજી ઉભો થયો અને બોલ્યો કે, 'દેવી ! આપ જો કે મહાન છો ! તોપણ આપ ખરેખર કોણ છો ? એ જ્યાં સુધી અમે જાણી શકયે નહીં ત્યાં સુધી આ દેવના દરેક હુકમો અને અમારા તેને નમવાના નીયમને ચાલુ રાખવાને જોઈએ. આ વીષે તમારે અમને કાંઇ પુછવું નહીં. તેમ એ બાબતમાં કાંઇ હુકમ પણ કરવો નહીં, કારણ હમારા મહા સુધાજીના હુકમ પછીજ અમો અમારી રીતીમાં ફેરફાર કરી શકયે છઇએ.

**સુંદરી**—એ હું સારી રીતે સમજી. હવે તમારૂં દીલ દુ:ખાય તેવી રીત તમારી ધર્મની કોઈ બાબતમાં કાંઈ પણ બોલીશ નહીં.

એટલું કહી સુંદરી પાછળ હઠી અને તે જંગલીના દરેક નીયમોનું અવલોકન કરવા લાગી. સુધાજીએ ઊભા થયા પછી એકસોને સત્તર વખત જમીન સાથે માથું ઘસડયું, જે ખાસી એકસો સત્તર ઉઠબેસ કરતાં વધારે પરીશ્રમ દેનારી ખરેખરીજ મહેનતજ હતી. આ ઉઠબેસ ખલાસ થયા પછી તે બોકડજી પાંસે ગયો, પણ બોકડજીએ આ તેની ઊઠબેસ અને ચાર પગે કલાકો સુધી ઉભા રહેવાની હાડમારી તરફ જરા પણ ધ્યાન આપ્યું નહીં. છતાં એ દરગુજર કરી સુધાજીતો તેની આજ્ઞા લેવા તેની સામે ટગર ટગર જોતો ઉભો. એટલામાં કાંઈક હમેશના નીયમ પ્રમાણે કે પછી પોતાની સમીપ ઉભેલા આ માણસને જોવાથી પણ બોકડજીએ માથું ઉંચુ કરયું, અને સુધાજી સામે ટગર ટગર જોવા લાગો.

તે પોકારી ઉઠયો કે, ' **અથમ ! અથમ ! છરા !** એ ધન્ય ભાગ ! દેવની દયા થઇ છે અને આવતાં ઉલકાપાતથી તેઓ આપણને જરૂર બચાવશે., આ પ્રમાણે હજુ બોલી નથી રહયો એટલામાં સર્વ જંગલી લોકો ઉભા થઈ ગયા અને **અથમ અથમ** ની ગર્જના કરવા લાગ્યા.

સુંદરી આ જંગલીઓની આ વર્તણુંક,ધર્મનો ભાવ, અને અદ્દભુત શ્રદ્ધા જોઈ આશ્ચર્ય પામી અને પોતાના હૃદયથી તેઓને ધન્યવાદ આપવા લાગી.

ધર્મપર જેટલી જંગલીઓ શ્રધા રાખેછે તેટલી સુધરેલા કહેવાતાં વીદ્વાનો કદી પણ રાખી શકશે ? અરે ! એટલી બધી શ્રદ્ધા

તો એક બાજુ રહી, પણ એક પળ તેની દ્રઢતાં પ્રમાણે કોઇ દ્રઢતા નીભાવી શકે એમ હું તો નથી માનતી.

શ્રદ્ધા એ ખરેખર અજ્ઞાનીઓને પાર ઉતારનાર અગમ્ય નાવ છે અને એ સત્ય ભાવીક નાવને માટે સુધરેલી પ્રજા તદન અયોગ્ય છે.

ઇશ્વરની કાંઇપણ ધાસ્તી રાખનાર પ્રાણીને જો ઈશ્વરની દયા મેળવવી હોય તો તેની સાચી અને ઉત્તમ કુંચી આવી શ્રદ્ધા જછે. છતાં આપણો આખો સંસાર એ શ્રદ્ધાના આવા અનીવાર્ય ભાવથી વીમુખ છે.

સંસારમાં નાવરૂપે દેખાતાં પથરા કે જે ભેખડો છે અને તેના ઉપરનો રંગજ ફકત (વહાણુ) તારનાર લાકડાં જેવો દેખાવ કરેછે તે વહાણુ નહીં પણ આપણા નાવને બે ધ્યાનમાં અફાડી ઝીકાવી નાશ કરનાર ભેખડો છે.

આ ભયાનક ભેખડથી ઉગરવાનો એકજ ઇલાજ છે અને તે આવું શ્રધ્ધાથી ભરપુર જંગલીપણું છે.

શું આપણી આજની મોજમઝમાં મશગુલ બનેલી પ્રજા આવું જંગલીપણું આવી અચળ દ્રઢ શ્રધ્ધા પસંદ કરશે ? કદીજ નહીં. આ વીચાર સુંદરીના હૃદયમાંથી એક પછી એક નીકળી ગયા. એટલામાં એ એકઠું થયેલું વેરાઇ ગયું અને સુંદરી પાંસે એકલો સુધાજી રહયો.

સુધાજી સુંદરી પાંસે આવી માથું જમીનપર લગાવી ગુંઠણુયે પડયો. સુંદરી આ જોઈ ગભરાઈ ગઇ અને પોકારી ઊઠીકે, 'તમે આ શું કરો છો? આ રીતી મને બીલકુલ પસંદ નથી.'

**સુધાજી**—છતાં અમો અમારો નીયમ નથી છોડી શકતા.

**સુંદરી**–ઠીક છે ત્યારે બનતા સુધી તારે મારી સમીપમાં નજ આવવું.

**સુધાજી**—પણ યોગ્ય પ્રસંગે તેમ કર્યા વીના છુટકો નથી.

**સુંદરી**–હવે મારે અહીં કયાં સુધી રોકાવું પડશે.

**સુધાજી**-મહા સુધાજીનો હુકમ આવતા સુધી.

**સુંદરી**—એ તારા મહા સુધાજીનો હુકમ આવતા કેટલો વખત લાગશે ?

**સુધાજી**-ઘણે ભાગે આજેજ આવી પહોંચશે. જો કે નગર બહુ દુર નથી, તોપણ મહા સુધાજીને મળતાં ઘણો વખત લાગે તેથી કાંઇ નકી ન કહી શકાય હજી મારે ઉલમાંદેવ માટે કેટલી ગોઠવણ કરવી પડશે. જુઓ! તેને માટે નીવેદ આવ્યું, તે મારે જાતેથી તપાસવું પડશે, એ દેવના ભાવતા ભોગ આપવાની અમારી ફરજ છે. અને એમાં કાંઈ પણ ભુલ થાય તો અમોને તરતજ એનો બદલો મળે જેથી અમો સદાય ચેતતા રહીયે છે.

**સુંદરી**—એ તમારા દેવ માટે વધારે પુછવાની મને બહુ ઇચ્છા થાય છે પણ તમારો પ્રથમની સલાહથી હું મારા મનને રોકી રાખુંછું.

**સુધાજી**—તે આપની લાયકાત છે, કારણ મહા સુધાજીના હુકમ અગાઉ અમે અમારા નીયમથી બહાર નથી જઇ શકતા.

**સુંદરી**—ઠીક છે, તમે તમારા કામમાં દાખલ થાઓ.

**સુધાજી**—જેવી આજ્ઞા.

એટલું કહી તે પૂરી મસ્તક જમીનપર ઘસી ત્યાંથી તે ખસી ગયો.

સુંદરી આ જંગલીની આટલી નમૃતા ભરેલી અને શ્રધ્ધા યુકત રીતભાત પર આફ્રીન થઈ ગઇ. એ વીચારમાં ને વીચારમાં તે દેવલ છોડી આગળ ચાલી નીકળી. તેને ધ્યાન ન રહ્યું કે આ દેવળમાંથી બહાર જવા માટે કોઈની રજા અગર સલાહ લેવી. કારણ સુંદરી હવણા આશ્ચર્ય અને ઉન્માદ બે વસ્તુને આધીન હતી જેથી ઉન્માદી માણસ લાંબો વીચાર કર્યા વીના કાંઈ પણ કરી નાખે છે.

સુંદરી આ દેવળના મકાનને છોડી આગળ નીકળીને મેદાનમાં આવી, આ મેદાન ગામની વચમાંનો મોટો ચોક હતો. આ ગામની સઘળી હદ અને જાહોજલાલી આ ચોકમાંજ આવી રહેલાં હતાં. આ ચોકમાં અત્યારે કોઇપણ માણસ નહોતું દેખાતું. આ ગામમાં બજાર કે દુકાનો જેવું કાંઈ ન જણાયું ફકત રહેવાના મકાન કે જે ગુફાઓ હતી તેના મુખ આ ચોકમાં આવેલા હતા, જેથી આ વસ્તું ગામ છતાં સુંદરીને તો ઉજડ પ્રદેશજ જણાયો. વળી જંગલી માણસો જયાં વસે છે ત્યાં કોલાહલ અને મસ્તી વધારે હોય તેવું કાંઈ ન જણાતાં ઉલટી શાંતી પ્રસરેલી દેખાઈ. આ

દેખાવ જોતા સુંદરીને આ જંગલીની આ રીતી માટે વળી વધારે ઉંચો વીચાર આવ્યો.

સુધરેલા દેશની ગડબડવાળી પ્રજા કરતાં જંગલીની શાંત રીતી મને બહુજ ગમે છે. આ વીચાર ચાલે છે. એટલામાં દરેક ગુફામાંથી અકેક સ્ત્રી અને કોઈ સાથે એક, કોઇ સાથે બે, અને કોઈ સાથે ત્રણ ચાર બાળકો લઇ મેદાનમાં બહાર નીકળી આવ્યા.

આ સ્ત્રીઓનાં અંગ પર જો કે પુરેપુરાં કપડાં નહોતાં, તો પણ તેની ચાલ અને દ્રષ્ટીમાં દેખાતી નમૃતા તેના સૌંદર્યને વધારતી હતી બાળકો પણ ઉતપાતીયા ઉછળ હોવાને બદલ વૃધ્ધ માણસને છાજતી સભ્યતા ધારણ કરી રહ્યાં હતાં.

સુંદરી ચમકી ગઈ. અહા! આ હું શું જોઉં છું!! આ તે બાળકો કે સો સો વર્ષના વૃધ્ધ ડોસલાઓ!

જે દેશના બાળકો આટલાં શાંત છે તે દેશનાં મોટા માણસોની નમ્રતા મેં જોઇ, તેથી પણ એના હૃદયમાં કાંઈક વધારે હોવુ જોઇએ.

સુધરેલા વીદ્વાનો શાંતીને શોધવા જોય છે, તેઓને આ બાળકોને જોઇને ધડો લેવાની હુ ખાસ ભલામણ કરૂ છુ.

સુંદરી આમ વીચારમાં ઉભેલી હતી, એટલામાં તે સઘળી સ્ત્રીઓ સુંદરીની આસપાસ વીટળાઇને ઉભી અને તુરતજ પગ પર ગઇ. આ સર્વ જેમ એક કવાયત શીખેલું લશકર કરે તે પ્રમાણે નીયમીત થયું. આ તેઓનું નીયમીતપણું જડ વસ્તુનાં એકાગ્ર

પણાને પણ શરમાવે તેવું હતું. જયારે સ્ત્રીઓ સુંદરીની આસપાસ *વીટાઇ વળી ત્યારે* બાળકો પોત પોતાની માની પાછળ ઉથમે મહોડે લાંબા થઈને સુઇ ગયા. આ લશકરી નીયમીત કાર્ય જોઇ સુંદરી તો આભીજ બની ગઇ અને વીચારવા લાગી કે, ‘ આપણી શ્રંગાર યુકત સુંદરીઓ કે જેણી પોતાના ઠાઠ માઠ અને કપડાને સંભાળીને ચાલવાનું પણ ભાન ભુલી જાય છે, પોતાના રૂપાળાં મુખના અભીમાનથી જાણે સર્વ દુનીયાની અધીકારીણી હોય, અને બીજી ચાહે તેવી રૂપાળી સ્ત્રીને જોતાં મોઢું મરડતી હોય, વળી વીનય અને વીવેક વાળી નમ્ર સ્ત્રીઓને જોતાં જેની મશકરી કરતી હોય, એવી સ્ત્રીઓ આ નમ્રતાના નમુના જોઇ શું વીચારશે ?

આપણા ધર્મગુરૂ તો એક બાજુ રહ્યાં, પરંતુ ઇશ્વર પોતેજ કદાચ એક વખત આવી ઉભો રહે તો તેને પણ પોતાનું રૂપ સફાઈ અને શ્રંગારથી પોતાના રૂવાબમાં દબાવવા પ્રયત્ન કરનાર એ આ સ્ત્રીઓની વર્તણુક માટે શું ધારશે ?

આપણા ઉંછાછળા બાળકો જન્મતાંજ માત પીતાની કેળવણી લઈ રૂવાબથી ચાલતાં દરેકને ધમકાવતાં, અને ધર્મ એ નામ પર મોઢું મરડતાં, અને એ બધા જુના ઢોંગ જંગલી એ શબ્દો માટે, મોટા સુધરેલાં પાંસેથી તરતજ ભણી જતાં, આ બાળકોની વર્તણુક જોઈ શું કહેશે ?

તેની માત જયારે સહેજ નમી અને બેસી ગઇ ત્યારે તેઓ તેના ચરણમાં ઉંધે મસ્તકે રજ ચાટે છે. શી એની વડીલ પ્રત્યેની ઉંચ ભાવના, આ પ્રજામાં જો કે સુધારાને નામે બગડેલી સડેલી પ્રજાની સંગત નથી, તેઓની બનાવેલી અને શોધેલી,

સુખનું સત્યાનાશ વાળનારીમાંજ મઝાની વસ્તુઓ મળતી નથી, તેમ એ બાબત હજી સુધી અજાણપણાને લીધે એ સુધરેલ નામથી વીમુખ છે એ તેના ધન્ય ભાગ છે.

જ્યાં આવી નમ્રતા છે ત્યાં બીજા અવગુણોના નામ પણ તેઓએ સાંભળ્યા હોય એ અસંભવીત છે.

આમ બોલતી સુંદરી ચારે બાજુ દ્રષ્ટી કરી એ સર્વ સ્ત્રીઓનુ અવલોકન કરવા લાગી. બાળકો માટે તો તેની ઉર્મી બહુ ઉછળી રહેલી હતી, પરંતુ અત્યારે તેઓનું કાંઈપણ હીત કરવાને કે એ બાળકોને કાંઈ આપવાને તેની પાંસે કાંઈ નહોતુ. આ યાદ આવતા સહેજ ખીન થઈ ગઇ, તેનું મુખ કરમાયું ગયું, એટલામાં સુધાજી ત્યાં આવી પહોંચ્યો. સુંદરીની સમીપમાં પણ સ્ત્રીના મડળથી ઘણેજ દુર ગુઠણ ભર બેસી માથું જમીન સાથે ઘસી બોલ્યો કે, 'દેવી' સર્વ સ્ત્રીઓ સચેત થઈ ગઈ, અને ઉભી થઈ. એક બાજુ ટોળું બની ખસી ગઈ. સુંદરીનું ધ્યાન, સુધાજીના શબ્દ તરફ ખેંચાયું અને ત્યાંથી ચાલી સુધાજીની સામે આવી ઉભી.

**સુધાજી**—દેવી ! મહા સુધાજીનો હુકમ આવી પહોંચ્યો. તેઓના હુકમ પ્રમાણે તમારે હમણા ને હમણા અંહીથી નીકળવું જોઇએ.

**સુંદરી**—ઠીક છે ભાઇ ! તમારા એ મહાસુધાના હુકમનો મારે અમલ કરવો જોઇએ. પણ ત્યાં સુધી મારી સાથે કોણ આવશે ?

**સુધાજી**—હુંજ ! મહા સુધાજીનો બીજો હુકમ ન થાય ત્યાં સુધી મારે તમારી સેવામાં રહેવુંજ જોઇએ.

સુંદરી—એથી હું બહુ ખુશી થઈ છું. તમારી સંગત મને વધારે માફક આવે છે.

સુધાજી—આ જંગલીઓમાં તમારૂં માન બરાબર જાળવવા જેટલી અકલ નથી.

સુંદરી-નહીં ભાઇ ! આ તમારા દેશના રીવાજ જોતાં તમો જંગલી નહીં, પણ કોઇ ઉંચ પ્રાસાદીક આત્માઓનું ભવ્ય મંડળ છો. એ માટે હવણા તમારા વધારે વખાણ કરવા મને ઠીક લાગતા નથી. પરંતુ એ બાબતની મારી લાગણી યોગ્ય વખતે તમારૂં બીજું હીત નહીં, તોપણ તમારી હકની કીરતી તો હું તમોને આપીશજ.

સુધાજી આ સાંભળતાં આગળ ચાલ્યા. એમ કરવાનું કારણ સુંદરીપર કાંઈ પણ જાતનો હુકમ ચલાવવાને બદલે તેને જલદી ચાલવા ફરજ પાડવાનું હતું.



# પ્રકરણ ચોથું.



## અલલ દેશના મુખ્ય નગરમાં સરોવરની સુંદરી અને મહા સુધાજી.

અલલ દેશના મુખ્ય નગરનું નામ પણ અલલ નગરીજ હતું. અલલ નગરી વીસ્તારમાં મ્હોટી પરંતુ સાધારણ ગુફાઓનીજ બનેલી હતી. તેના રસ્તા પણ એકજ પ્રકારના હતાં. ગામડામાં અને આ નગરની રચનામાં કોઇ પણ ફેરફાર નહોતો. તફાવત ફકત વીસ્તારનોજ હતો

મહા સુધાજી આ નગરના છેવટના ભાગમાં રહેતો હતો અને ઉલમા દેવનું મંદીર પણ તેની બાજુમાં હતું. આ મંદીરમાં ઉલમાંદેવ આપો આપ બીરાજતાં હતાં. આ ઉલમાં દેવ બોકડાને બદલે પથ્થરમાં કોતરેલો બોકડાં જેવો આકાર હતો. આ કોતરેલી મુરતીના મુખમાં કોઈ અદભુત પ્રાણી વસ્તું હતું. ઉલમાં દેવનું એ શરીર ઘણુંજ વીશાળ એટલે લગભગ હાથી જેવડું હતું, ને તેના મોઢાની ફાટમાં સહજ બે માણસ સમાઇ જાય. આ મોઢાની ફાટમાં જે પ્રાણી વસ્તું હતુ, તે કોઇના જોયામાં કોઇ પણ વખત આવ્યું ન્હોતું. પરંતુ તેની અંદર ન ખાતાં ભોગને તે પાચન કરી જતું હતું. તેને માંસ અને કેફી નીશાવાળી વનસ્પતીનું નીવેદ અપાતું હતું. જયારે કાંઇ ઉલકા પાતની નીશાની જણાતી ત્યારે ઉલમાં દેવને ભારી નીવેદ અપાતા

અને તેની પાસે કલાકોના કલાકો સુધી કેટલાક દીવસ લગોલગ ચાર પગે ઊભવાની ક્રીયા થતી, આ સ્થળે મહા સુધાજી એકલાજ આવી શકતા. અને જે વખતે મહા સુધાજી અંદર હોય ત્યાં સુધી કોઈ પણ માણસ અંદર જવાની હીંમત તો શું પણ વીચાર પણ કરી શકતું નહીં.

આજે ઊલમાં દેવને નીવેદ આપવાનો મ્હોટો દીવસ છે. આખા નગરના માણસો આ દેવળ પાંસે ભેળા થયા છે.

માહ સુધાજી ઉલમા દેવ પાંસે ખાસ એકાંતમાં બેઠો છે. એટલામાં સુધાજી સરોવરની સુદરી સાથે ત્યાં આવી પહોંચ્યો. પરંતુ આખા નગરની મેદનીમાં કે જેમાંના સર્વ માણસો નીચુ' ઘાલી ચાર પગે ઉભા છે, તેમાં તેની ખબર કોણ લે ? સુંદરી જો કે આગળ ચાલવા લાગી, પણ તેને સુધાજીએ અટકાવીને કહ યું કે, 'દેવી ! મહાસુધાનો હુકમ નથી, આપણે હુકમ મેળવવો જોઇએ. ત્યાં સુધી તમો આ શીલાપર વીશ્રાંતી લીઓ. જો કે મારે આ મારા ભાઈઓ સાથે આ પ્રમાણે નોયમમાં ઊભવું જોઈએ. પણ મને મહા સુધાજીનો ખાસ હુકમ મળેલો છે. તેથી તમોને મારાથી ઘડીભર પણ રેઢા છોડી શકાય તેમ નથી, તો આપ અહીં બીરાજો, અને બીજા ખાસ સુધાઓ મારફત હુ આપણું આવા ગમન જાહેર કરવા પ્રયત્ન કરૂં છું. તેથી આપ આપના મનમાં તે માટે કાંઇ પણ ખોટો વીચાર બાંધશો નહીં.

આટલું બોલતાં સુધાજી જરા આગળ વધ્યો, પરંતુ સુંદરીને પોતાની નજર બહાર ન રાખી. આમ નજરકેદી જેવી દશાથી

સુંદરીને હવણા બહુંજ માઠું લાગ્યું, અને તેથી તે ઉન્માદ દશામાં ડુબી ગઇ. પોતાના પ્રોય માટે તેને બહું હલકું લાગ્યું, તેથી તે બોલી ઉઠી કે, 'નાથની તજાયેલી, શ્વામીની સંભાળ વીનાની, અબળાની આ સ્થાંતી ? અરેરે !!' એમ બોલતાં નીશ્વાસપર નીશ્વાસ નાખવા લાગી.

અભાગી બળભાગી, પીયુ તને શી પડીછે કે મારી વાર કરે, ઉધાર કરે.

'તજી નાથ ન ગુણે, ગુણીયલ ગોરી વીસરો,
પડી શી છે તેને, અન્ય સંગાથે પ્રીત વરી,
ભુલ્યા એકે ભાવી, ભ્રમર ભાવતેં દાખવ્યો,
સલુણી સોશાણી, નીશ્વાસ તુજપર નાખીયો.'

'બીજો શું ઉપાય, રંક હૃદય દુઃખાય,
ત્યારે પછી નીશ્વાસજ નખાય.'

નીશ્વાસ ! નીશ્વાસ ! ગરમ પવનથી જંગલો બળી જાય છે ! નીશ્વાસના ગરમ પવનથી સુર્યના તેજને અંધકાર ગળી જાય છે. એ ગોઝારા નીશ્વાસની સલુણા તને કાંઈ અસર નથી થતી ? પણ ન ગુણો, હા નગુણોજ, એજ વળી. પણ એજ યાદ આવેછે કેઃ—

'તજી નાથ નગુણો, ગુણીયલ ગોરી વીસરી,
પડી શી છે તેને, અન્ય સંગાથે પ્રીત વરી.'

આ કડી ખરા ઉમળકાથી ફાટતે હૃદયે બોલાઈ ગઇ, અને છેલી તુક બોલતાં ગળગળીત થઈ બેશુધ્ધ બની ગઇ, એની આ

ભયંકર ચોસ સાંભળી એ શાંત મંડળમાં ઉકળાટ મચી રહયો, પરંતુ કોની તાકાત છે કે એ ઊંધે માથે ઉભેલામાંથી કોઇ ઉંચુ જોય ?

સુંદરીની આ ચોસની જેવી ધ્વની છેક મહા સુધાજીના કાન સુધી પહોંચી. મહા સુધાજીના કાન શાંતી ભોગવી બહુ ચકોર થઇ ગયા હતાં. જેથી આટલી ધ્વની સાંભળતાનેવાર એકદમ બહાર નીકળી આવ્યો. એટલામાં સામે ઝુંબી ગામના સુધાને જોયો. સુધા તરતજ જમીનપર પડી ગયો. મહાસુધાજી આકળો બાકળો થઇ જઇ બુમ મારી ઊંડયો કે, 'મુરખ! જવાબ જલદી આપ કે કયાં છે એ દેવી ?'

પણ આપણો સુધાજીતો પોતાના નીચે નમવાના નીયમને છોડી ન શકયો. અને મહાસુધાજીતો રાતો પીળો થઈ ગયો. મહા સુધાજીને આટલા ગુસાના રૂપમાં કોઈ દીવસે કોઇએ જોયો ન હતો. તેનો સહેજ ગુસો આખા અલલ દેશને બાળી નાખવા સમર્થ હતો, એમજ તે પ્રજા જાણુતી હુતી. ત્યારે આટલો બધો તેનો ક્રોધ આજે શું કરશે ? માટે એ આખી જંગલી પ્રજા નીચે મોઢે જમીન પર પડી ગઇ. અને સર્વે આંખો વીંચી ગયા. મહા સુધાજીની આ જોઈ ધીરજ ખુટી ગઈ. પણ આમાં તે શું કરી શકે ? જેથી પોતે એ ઝુંબી ગામના સુધાનો કાન પકડી બેઠો કર્યો. સુધાજી તો બે બાકળો અને મરણ તોલ થઇ ગયો. મહા સુધાજીને બકરૂં કહાડતો ઉંટ પેઠું તેવું થયું. સુધા પાસેથી જવાબ મળવાને બદલે સુધા તો ધાસ્તીને લીધે બેશુદ્ધ થઇ ગયો. મહા સુધાજીએ તેને

પડતો મુકયો અને પોતે આગળ ચાલ્યો. આજુ બાજુ નજર કરતાં સુંદરીનું શરીર બેશુદ્ધ હાલતમાં દેખાયું. મહા સુધાજી જાતેજ પાણી લેવા દોડયો, ઉલમા દેવના મંદીરમાંથી પાણી લાવી સુંદરીના મુખ પર છાંટયું. સહેજ વખત પછી સુંદરી જાગૃત થવા લાગી, પરંતુ બંધઆંખેજ લવવા લાગી કે

'તજીનાથ ન ગુણે ગુણુયલ ગોરીવીસરી,
પડી શી છે તેને અન્ય સંગાથે પ્રીતવરી,
ભુલ્યા ભાવી ભુલે ભ્રમર ભાવતેં દાખવ્યો,
સલુણી સોશાણી નીશ્વાસ તુજપર નાખીયો,

'અહાં! આ રસ ઝરતું કમળ અને પરાગ સ્પુરતુ પારી જાતક વાહ!!

ધન્ય ભાગ મારા, અને આ ભુમીનાં!!!

મહા સુધાજી ગરજી ઉઠયો આવા શ્રગાર યુકત અને ઉત્તમ ભાષાના શબ્દો સાંભળી સુદરી એકદમ ચમકી ઉઠી. સામે જોતાં આ મહા મુર્તી દેખાઇ. આ મુર્તીની ભવ્યતામાં સુદરી પણ ઘડી ભર અંજાઈ ગઈ. પરંતુ અંતે શાંત થઈ ગઈ. મહા સુધાજી સુંદરીને કાંઈક શાંત થયેલી જોઇ બોલ્યો. કે, સુંદરી! દેવી! તમે આ સ્થાન પર પધારી આ ભુમીને, તેની પ્રજાને, અને મને, ઉધારી લીધા છે. ધન્ય ભાગ અમારા કે આપની કૃપા અમારી પર થઈ. છરાઓ! ઉઠો!! જુઓ!!! દેવી આપણી ભવીષ્ય વાણીની ઇશ્વરી ઉલમાં દેવથી સદાને માટે ઉલકાપાતથી બચાવનારી દેવી આવી પહોંચી છે.!!!

સર્વ ટોળાએ એક વખત ઉંચુ જોયું અને ફરીથી જમીનપર ધુળ ચાટતા ઉંથમા પડી રહયાં.

**સુંદરી**—આપ મને શું કહેવા માગો છો. ?

**મહાસુધાજી**—આપ અમારા દેવી છો, આપની આજ્ઞા એજ અમારૂં કર્તવ્ય કર્મ છે.

**સુંદરી**—હું આમાં કાંઇ સમજી શકિત નથી. આપ કોઈ વીચીક્ષણુ ઉત્તમ આત્મા જણાઓ છો. છતાં આમ મને ભ્રમીત બનાવવાનું શું કારણુ?

**મહાસુધાજી**—હું! હું!! એમ ન બોલો દેવી! આ વીષેનો સર્વ ખુલાસો હું તમોને પછી કહીશ. હમણા તો આપ આશ્રય સ્થાને પધારો. એટલું બોલી મહા સુધાજી જરા દુર ખસી ગયો, અને સુંદરીને આગળ ચાલવાની જગ્યા કરી આપી.

સુંદરી જો કે ઉઠીને ઉભી થઈ, પરંતુ એ મહા સુધાના કહેવા પ્રમાણે આગળ ચાલવાનો વીચાર કરતાં તેના હૃદયમાં ધ્રાસકો પડયો. પરંતુ ગયા વીના છુટકો નહોતો, જેથી ઉઠીને ઉભી થઈ, એક પગ આગળ મુકતાં તેનું જમણું અંગ ફરકવા લાગ્યું.

આ અપશુકનની નીશાનીથી સુંદરી તદન ગભરાઇ ગઇ, અને ફરી બેશુદ્ધ થઈ જમીન પર ઝીંકાઈ, પણુ અધવચમાંજ મહ સુધાજીએ પકડી રાખી અને પોતે હાથ પર ઉપાડી પોતાના મહેલમાં લઇ ગયો.

# પ્રકરણ ૫ મું.

## અલલ નગરની ઈશ્વરી અથવા સરોવરની સુંદરીનો દેવીનો અવતાર.

મહાસુધાજીનું નીવાસ સ્થાન ખરેખર એક રાજ મહેલ જેવું હતું, તેની અંદરની સુખભોગવવાની વસ્તું મહાસુધાજીના મગજની વીચીક્ષણુતાના નમુનાં હતાં. આવી એકપણ વસ્તુ આખા અલલ દેશમાં નહોતી, તેમ આ વસ્તુમાંની કોઈપણ અલલ દેશના કોઈપણ માણસે જોઈ નહોતી. મહાસુધાજી અપુર્વ આત્મબળવાળાં હતા, અને એ બળના પ્રતાપથી મોજ શોખને વધારે ચહાતાં હતાં. તેણે અદભુત શોધ ખોળ કરી મોજ શોખની વસ્તુનું પ્રદર્શન જમાવ્યું હતું. આવી અનેક વસ્તુઓથી ભરેલ શ્રંગારથી ભુષીત એક ખાસ દીવાનખાનામાંના એક કોચ જેવા બીછાના પર સરોવરની સુંદરી પડી પડી બે શુદ્ધમાં લવ્યા કરતી હતી.

'પ્રાણાધાર પ્રાણના આધાર'

હા! ખરેખર! તેવીનાના આ પ્રાણ ચકડોળે ચડેલા છે, ડગુ મગુ થઈ રહ્યું છે! હમણા જશે! હમણા પડી જશે!!

આમ બકબકાટ સુંદરી આંખો મીચીને કરીયેજ જતી હતી. મહાસુધાજી તેની સામે એક આસનપર બેઠો બેઠો સાંભળતો હતો અને સુંદરી કોણ છે એ વીષે અટકળ ચલાવતો હતો.

અલલ દેશની ભવીષ્યવાણી તેની પ્રજાને તો ઉપયોગી કદી પણ થાય તેમ ન હોતી. પરંતુ મહાસુધાજીને તો સુખ ભોગ આપનારી એકલા રહેવાની અનંત ઉપાધી રૂપ અંધકારને કાપી પ્રકાશ કરનાર, આ હીરો, દેવી કે ઈશ્વરીજ આવી પહોંચી હતી. મહાસુધાજીની કલ્પનામાં કોઈ દીવસ નહીં આવેલી એવી અપુવ વસ્તુ હતી, તો તેની સેવા કરવામાં કેમ કચાસ રાખે. પરતું મહા સુધાજીએ આ સંયોગને જુદુ રૂપ આપવાનો વીચાર કર્યો, જો કે પોતે સારી રીતે જાણતો હતો કે આ સુંદરી કોઈ દેશનું માણસ છે પણ તેનાથી પોતાને ઉત્તમમાં ઉત્તમ જીંદગીને સાથક કરનારૂં સુખ મળવાનું છે. પરંતુ આ સુંદરી કોઇ બીજાના પ્રેમમાં લાગેલી છે જેથી તેની આગળ ખરો ખુલાસો કરતાં તેનો જીવ ઉચક થઈ જાય. માટે એ સુંદરીને પણ પોતાનાં વીચાર માટે અંધરામાં રાખવી, અને આ દેશની ભવીષ્યવાણીની દેવી તરીકે પોતે કબુલવી અને અલલ દેશમાં જાહેર પાડવી. આવી ભારી પદવી મળ્યાથી આ સુંદરી બહાર જવાનો પ્રયત્ન કરશેજ નહીં. અને તે છતાં પણ પણ એનું દીલ ચળીત રહેશે તો હું મારી સત્તાથી અટકાવી રાખીશ, અને એને દેવી તરીકેજ હું માનું છું એમ દેખાડી જવા દઇશ નહીં. એની સાથે લાંબો સમય પરીચય થતા મારી પર તેની કાંઇકે ઇચ્છા ઉતરશે, કારણ માણસ જાત ઘણા દીવસ સુધી બંધનમાં રહે છે ત્યારે પોતાના વીકારને અટકાવી શકતું નથી, અને પછી એ વીકારને સમાવવા ચાહે તેવી વસ્તુને પણ કબુલ કરે છે. આ મહાસુધાજી જંગલી દેશમાંજ વસેલો હતો તેથી વીકાર અને વૃતીના વલણનું અટકળથી ભવીષ્યમાં થનારૂં અનુકરણ બરોબર

કલ્પી શકયો હતો, પરંતુ તેને નીતી અને શાસ્ત્રોકત આજ્ઞાનો બીલકુલ અનુભવ નહોતો. એક સ્ત્રી પતીવૃત ધર્મ સમજ્યા પછી સંસ્કારી નીતીમાન હોય તો તે અંત સુધી એટલે મ્હોતના દુત જેવી પહાડી વીટંબણાઓ સહન કરતી આખી જીંદગી વીતાવે છે. અને પોતાના ધર્મથી ભ્રષ્ટ થવાની કલ્પના પણ કરતી નથી. આ વીષયનું પરીણામ આપણે આગળ નજરે જોઈશું. હાલતો એ મહાસુધાજીની અટકળની સાથે સાથેજ આપણે પણ ચાલવું પડશે.

સુંદરી બેશુધ્ધીમાં જે લવન કરતી હતી તે શબ્દોથી મહા સુધાજી શ્રંગારનો નવો પાઠ શીખતો હતો. અને તેની પર અટકળ ચલાવી પોતાના તત્વ જ્ઞાનના બળથી કાંઇક અંશે સમજી જતો.

સુંદરી આસરે ચારેક ઘડી સુધી બેશુદ્ધિમાં પડી રહી અને પછી એકાએક આંખો ખોલી આજુબાજુ જોવા લાગી.

મહા સુંધાજીએ સુંદરીને જાગેલી જોઈ તેની પાંસે અદબથી આવીને ઉભો અને કહેવા લાગ્યો કે,! 'દેવી! ઇશ્વરી અમારા દેશની તારનારી પવીત્ર પરમેશ્વરી આપ ભલે પધાર્યાં.'

**સુંદરી**–મહા પુરૂષ! આ તમે શું બોલો છો હું તો દેવી પણ નથી, તેમ કાંઇ શકિતવાળી પણ નથી. હું તો ફકત એક સાધારણ સ્ત્રીજ છું, મારા શ્વામીના વીયોગથી દુખચારી છું.

**મહાસુધાજી**—એ હું માની શકતો નથી. વળી આપને એમ નહીં બોલવા માટે હું સલાહ આપું છું. આ દેશમાં કોઇ દાખલ

થનાર માણુસને ઉલમાં દેવને ભોગ આપવાની દેહાંત દંડની શીક્ષા થાય છે અને એ શીક્ષા ઉલમા દેવ પોતે પોતાની મેળે કરે છે તેમાંથી તમો બચેલા છો, એ જોતાં મને તથા આ મારી પ્રજા (બાળકો) ને ખાત્રી થઇ છે કે આપ અમારા સુખ શાંતીનાં દેવી છો. અમોને બચાવવાં માટેજ તમો આવ્યા છો, અને હજુ પણ તમે એ વાતમાં કાંઈ ના હા કરશો તો મારી જંગલી પ્રજા વખત પર તમોને કાંઇ હરકત કરે એ માટે તમારે મારી આ વીનંતી પર ધ્યાન આપી આપ દેવીનું માન સંચવાય તે તેવીજ રીતી ધારણ કરશો.

**સુંદરી**— (હસતાં હસતાં બોલી) આપ ખરેખર મહા પુરૂષ છો! અને આપની આ પ્રેરણા આપનું આત્મબળ બતાવી આપે છે. જો કે તમો મારી પર કૃપાને લીધે ઉપલી સલાહ આપતા હોતો તમારી એ કૃપાને માટે હુ આભારી છું, પરંતુ તમો પણ મને કાંઇક એમજ ધારતા હોય તો મારી ખાસ વીનતી છે કે એ ભુલાવામાંથી આપ નીકળી જજો.

**મહા સુધાજી**—એ બાબત માટે હું પછી વીચાર કરી જોઇશ. હાલતો હું જે માનું તેજ માનું છું, અને તમને પણ તેમજ માનવાની સલાહ આપું છું કદાચ આપ લાંબી મુસાફરી અને ઉલકાપાતના દેવની છાંયાને લીધે તમે પોતાની સ્થીતી કદાચ ભુલી ગયા હો. ખેર એ વાત પછી. હાલમાં તો આપ જરા વીશ્રાંતી લયો, થોડો વખત પછી આપને જાહેર પ્રજા, દેવી તરીકે કબુલ કરવા અને માન આપવા ભેળી થશે, આ મેળાવડા માટે આખા અલલ દેશની બચાં સહીત બધી પ્રજા અહીં ભેલી થશે.

**સુંદરી**—આ પણ મારી જીંદગીનો એક ચમત્કાર છે એટલુ બોલતાં તે આસન પર સુઈ ગઈ.

મહા સુધા પણ ત્યાંથી ચાલતો થયો, બે દીવસ પછી અલલ દેશની આખી પ્રજા અલલ નગરીમાં ભેળી થઈ, સુખ શાંન્તીની દેવીના દર્શન કરવા સેંકડો કોશના માણુસો ભેગા થયા, ઉલમાં દેવનું માન ઓછું થયું, તોપણ તેની ધાસ્તીને લીધે એ દેવના સ્થાનક અને તેમાં થતી ક્રીયા કાયમ રહી.

અલલ નગરીમાંના ઉલમા દેવના મંદીર પાંસે એક શીખર ઉપર સુંદરીને બેસવા માટે શીલાઓ ગોઠવી માંચડા જેવું તૈયાર થયું, આ સ્થાન પર બેસવાથી તેને આખી પ્રજા જોઈ શકે તેમ હતું અલલ દેશની પ્રજા આજ કાંઈક નવાજ આનંદમાં મગ્ન હતી, તેમ મહા સુધાને પણ હતું અલલ દેશની પ્રજાનો ઉમંગ તો મીથ્યા હતો પરંતુ મહા સુધાજીનો આનંદ ફળદાયક હતો, મેદાનમાં સઘળી તૈયારીના સમાચાર મળી ગયા, અને સુંદરીને ત્યાં જવા માટે આમંત્રણ કરવા જવાનો વખત આવ્યો.

સુંદરી અત્યારે જોકે હુંશીયારમાં બેઠેલી હતી, તોપણ તેના હૃદયમાં કાંઇ શાંતી નહોતી. મહા સુધા પાંસે આવ્યો, પ્રથમ નમન કર્યું, અને બોલ્યો કે, 'દેવી આપના દર્શન દેશો.

**સુંદરી**-મહા પુરૂષ અંતે તમારૂં ધાર્યું થયું અને હું પાછી પડી.

**મહ સુધા**—તમો તમારી હઠ છોડતા નથી પણ આનુ પરીણામ કલપતાં મને બહુ લાગી આવે છે, જો તમો દેવી નથી, તો આ દેશમાં દાખલ થવાની શીક્ષા તમારે ભોગવવીજ જાઇએ.

આ શબ્દો પર વજન આપી મહા સુધા બોલ્યો. સુંદરી વીચારમાં પડી ગઇ નાહક કમહોતે મ્હોત થશે, એ વીચારથી આવી બની તે ભોગવવા તૈયાર થઈ, અને મહા સુધાના આમંત્રણને આધીન થઈ ચાલી નકળી. મહા સુધા અને દેવી મેદાનમાં આવ્યા, તેઓને તેના આસન પર પહોંચવા માટે કેટલાક સુધાઓએ મદદ કરી. અને પેલી ચાર પગની ક્રીયા સુરતજ શરૂ થઈ. આ જોઇ સુંદરી કંટાળી ગઈ અને મહા સુધાને કહ્યું કે 'જો તમો મને દેવીજ માન તાહો તો મારા હુકમને માન આપો આ માણુસો ટટાર ઉભા રહે તેમ કહો.

**મહા સુધા**—એમાં તમારૂં તથા મારૂં બનેનું અહીત છે એ હુકમ થતાંજ તમારામાં દેવીપણાનો અંશ ઓછો છે એમજ મનાશે એ માટે મારે વધારે ચેતવણી આપવાની હવે જરૂર રહી નથી.

**સુંદરી**—એટલે હું દેવી, મારી સત્તા ત્યારે આ શું કામની બસ હું તને મારી દેવીપણાની સત્તાથી હુકમ કરૂં છુ કે તેનો તુ અમલ કર.

**મહાસુધા**—જો કે અત્યારે આપનાં હુકમને તો હું માન આપીશ પણ યાદ રાખજો કે એનું પરીણામ ભોગવતાં આ મારૂં કહેલું અક્ષરે અક્ષર યાદ આવશે.

**સુંદરી**—તે ચાહે તેમ થાઓ પણ મારા આ હુકમનો અમલ થવોજ જોઇએ.

મહા સુધાએ લાચાર થઈને કહ્યું કે, 'ખેર હું આપના હુકમને માન આપું છું. એટલું બોલી મહા સુધા પોતાના આસન પર ઉભો થયો અને બોલ્યો કે, 'છરાઓ દેવીના હુંકમને માન આપી ટટાર થાઓ. આ સુખ શાન્તીની દેવી છે. તે તમારા બધા દુઃખ કાપવા આવ્યા છે. તેમાં પ્રથમજ આજે ઉલમાં દેવની નમન રીતીને તોડી નાખે છે, હવેથી તમારે કોઇ પણ વખત એ પ્રમાણે નમન ન કરવુ.' આટલું બોલતામાં તો પ્રજામાં હર્ષની ગરજના થઈ. તેનો પડઘો આકાશ ભેદી નીકળી ગયો. આ એકજ કાર્ય કરી સુંદરી તરત ઉભી થઈ. બસ હવે પછી બીજે કોઈ વખતે હું દર્શન આપીશ મહા સુધાજી આલો.

મહા શુધાને એ હુકમને માન આપવાની ફરજ પડી પરંતુ આ હદ ઉપરાંત છુટથી કદાચ પ્રજા પોતાના કાબુમાંથી નીકળી જશે તેની ચીંતા તેના મનમાં પેડી.



## પ્રકરણ ૬ થું.



### માહા સુંધા અને સુંદરી.

મહા સુધાના રાજ્ય મહેલની એક અંતર ગુપ્ફા જોવા સુંદરીની ને મહા સુધાએ વીનંતી કરવાથી સુંદરી એ ગુફા જોવા અંદર ગઇ. અંદર ગયા પછી કોઇ કળાથી અનાયાસે ગુફાના દરવાજા આડી કેટલીક પથરની મોટી શીલાઓ આવી પડી અને દરવાજો બંધ થયો. આ ધડાકાથી સુંદરી ચમકી અને કાંઇક દગો છે એમ ખાત્રી થઇ તોપણ હીમત રાખી એક આસન પર નીરાંતે બેસી ગઇ.

મહા સુધા તેની પાંસે આવીને કહયું કે, 'દેવી તું ખરેખર દેવીજ છો, તારામાં જે અમૃત ભર્યું છે તેથી હું અમરપણા કરતાં પણ વીષેષ આનંદી વસ્તું જોઉં છું.

**સુંદરી**—મહા સુધાજી! આમ કહેવાનો તમારો શુ ભાવાર્થ છે એ હું કાઇ સમજી નથી સકતા,

**મહા સુધા**—રમણી મુગધા તું હજુ બાળા છો,સંસારમાની ખરી અને સ્વાદીષ્ટ વસ્તુ તેં હજુ ચાખો નથી જેથી તે વીષય માં તુને હમણા રસ નહી પડે, પરંતુ એક વખત જો મારા કહેવા પ્રમાણે ચાલ અને પછી મારા કહેવાથી જેમ અલલ દેશની ઇંશ્વરી નું માન મેળવવા શકિતવાન થઇ તેવીજ કોઇ અપુર્વ આ માનથી હજારોગણો સ્વાદીષ્ટ રસનું પાન કરી શકીશ ત્યારેજ અમારા કહેવાની સત્યતા સમજાશે,

**સુંદરી**—સમજી ! સુધા તારૂં કહેવું સમજી ! પણ ન સમજજે કે હું બાળક છું. તું જાણેછે કે નાતીનો રસ્તો બહુ વીકટછે. અને એ રસ્તાપર ચાલનારી હું સીંહણ બાળછું માટે સીંહના વાળની આશા છોડો દે.

**મહાસુધા**—સુંદરી ! તારાપર મેં કેટલાક ઉપકાર કર્યાછે, તે તું ભુલી જાયછે, આ દેશમાં આવતાંજ જંગલીઓ તારો નાશ કરી નાખત, તેમાંથી બચાવી આ અપુર્વ બળવાન દેશની અને મારા જેવા અખંડ સત્તાધારીની રાણી બનાવી તારા અયોગ્ય હુકમો આ જંગલી પ્રજામાં પલાવ્યા અને હજુ પણ ફકત તારી સેવા ઉપાડવા માટેજ મારૂં મન લીનછે. એ સઘળો બાબત ધ્યાનમાં લઇ તું મારા કહેવાને અનુસરીશ તો તારા તથા મારા હકમાં એટલો લાભ થશે. આપણે એવું કાંઈ અપુર્વ સુખ ભોગવશું કે તે માટે તને એનો અનુભવ થયેજ ખાત્રી થશે.

**સુંદરી**—સુધા તું ધર્માધીકારોની પદવી ધારણ કરનારછો, વળી એ ધર્મ નામનેજ પ્રતાપે આ દેશનો સત્તાધારીછો, તારા જેવાએ આવું અયોગ્ય આચરણ એટલે કે મારીપર જુલમ કરવો યોગ્ય નથી.

**મહાસુધા**—તારીપર જુલમ ! રસીકા હું તો તારો ગુલામછું.

**સુદરી**—પણ તને ખબરછે. કે આર્ય ભુમીપર ઉત્પન્ન થયેલી બાળાની નસોમાં કઈ જાતનું લોહી ફરેછે,

**મહાશુધા**—તે તારો અનુભવ થયે જાણીશ.

**સુંદરી**—મુર્ખ ! જંગલી ! ! આ તારો જવાબ તારૂં જંગલીપણું સ્પષ્ટ દેખાડી આપે છે. જાતની ખુબીઓ સમયેજ ઓળખાઇ જાયછે, સીંહનું ચામડું ઓઢનાર ગધેડો તેની ભાષાથી પરખાઈ જાય છે, સ્વરૂપવાન વસ્ત્રાલંકાર પહેરાવી ભીખારીને રાજયાસનપર બેસાડે તોપણ તેની ચાલ ચલણ તેની જાતનું ભાન કરાવે છે,તેમતું આત્મીક બળવાળો તત્વજ્ઞાની છે પણ ધર્મ અને નીતીની બાબતમાં જંગલી છે. નીતીની બાબતમાં હું જો કે જંગલીનેજ ઉત્તમ ગણું છું. કારણ તારા આખા દેશમાંથી હું અહીં સુધી આવી પણ કોઈ મને નીતીભ્રષ્ટ ન દેખાયો નીતીનું ભ્રષ્ટપણું સુધારામા જ રહેલું છે, તારી અકલનું બળ તુને નર્કમાં ખેંચી જનાર છે, પણ એમાં તારો કાંઈ દોષ નથી,એ સુધારોજ આ બીગાડનો કરનારોછે. ઠીકછે હવે હું તને સાફ કહુછું, ઘસીને ચોખું ચણક જેવું જણાવુ છું કે તારી એ બાબતમાં તું કદીપણ પાર નહી પડે તેમ આવા શબ્દો મારી પાસે હવે ફરીથી ઉચારીશ તો હું તારી સામે થઈશ.

**મહાસુધા**—હસતો હસતો હું. ! હું. ! એવા ઉચાર કરતો કહેવા લાગયો કે શું તું મારી સામે થઈશ ! અરે બાલાડી તું મારી સત્તા નથી જાણુતી ? મારો એક શબ્દ શું કરવાને શકતીવાન છે તે તેં નથી જોયું ?

**સુદરી**—તે જંગલીઓને માટે પણ મારે માટે નહિ સમજયો કે ?

**સુધા**—બસબસ તારે મારી મરજીને આધીન થવુંજ પડશે ભલમનસાઇથી નહી તો પછી મારી સત્તાથી.

**સુંદરી**—તારી સત્તા ! મુર્ખ તું તે કોણ માત્ર ? પણ નહીં, એમાં તારી ભુલ નથી, ઠીક છે હું પણ જોઈશ કે તારામાં કેટલી સત્તા છે,

**મહાસુધા**—મુર્ખબાળા ! હાથે કરીને બોલકણી જીભથી તું તારૂં સત્યાનાશ વાળવા માગેછે,

**સુંદરી**—તે તારાથી થાય તે કર

**મહાસુધા**—જો કે અત્યારે તો હું લાચારછું કારણ મારી પ્રજામાં મેં તને દેવી તરીકે પ્રસીદ્ધ કરી છે પરંતુ આવતી પ્રભાતે તારે માટે એજ પ્રજાની વચમાં દેહાતદંડ તૈયાર છે, તને રીબાવી રીબાવી મારી નાખવાની સઘળી તૈયારીઓનું તારી નજરે જોશે હું હજુ એક વખત ફરીથી આવીશ પણ તે છેવટનોજ. તારા સુખનું સત્યાનાશ વાળવામાં તારીજ ભુલ છે પછી એમાં મને દોષ ન દેતી એટલું કહી સુંદરીને એ અંતીર ગુફામાં કેદ રાખી મહાસુધા કોઇ ગુપ્ત રસ્તે અલોપ થઈ ગયો.

સુંદરી પોતાની આ સ્થીતીને માટે સુધાની રૂબરૂમાં હીમત રાખી રહી હતી પણ તે નજરથી દુર થતાંજ હીમત હારી ગઇ પોતાની ખરી સ્થીતી હવે તેને સમજાણી પણ એટલામાં તેને કાંઈક યાદ આવ્યું અને તે એક કુદકો મારી ઉભી થઈ અને ગાજી ઉઠી કે " હવે જખમારેછે. એવા સેંકડો સુધાઓ. "

આવું અપુર્વ બળ સુંદરીને કયાંથી આવ્યું, આ નાજુક બાળા આવા જંગલીઓના મંડળમાં શીરીતે ઉગરી શકે એ વાઘ જેવા

નીરદય મહાસુધાની સત્તાથી એ શી રીતે બચી શકશે એ ખ્યાલ આવતાં કંપારી છુટે છે.

મહાસુધા ત્યાંથી નીકળ્યો પ્રથમ તો ઝનુનમાં સુંદરીને તીક્ષણ શીક્ષા કરવાની ઝુમમાં હતો પરંતુ વીચાર કરતાં જણાયું કે એને મારી નાખવાથી શું પ્રાયદો કદાચ તેનીપર બળાત્કાર કરીશ તો ફાવીશ પરંતુ આ અર્ધસુધરેલા જંગલીને બળાત્કારનો વીચાર માપૂક ન આવ્યો વળી તે જંગલી ઝનુનમાં ચડયો અને જો એ સીધે રસ્તે વશ ન થાય તો જે પ્રજાને એક સાધારણ કામવૃતી માટે છેતરી છે તેને હવાલે સોંપી દેવી જેથી પોતાની સત્તા માટે એ પ્રજામાં વીશેષમાન ઉત્પન્ન થાય

શુંદરી જયારે પોતાના બચાવના વીચારમાં મશગુલ હતી ત્યારે એ પ્રેમઝનુની અર્ધજંગલી તેને વશ કરવાના વીચારમાં પડયો

આ કાર્યમાં સુંદરી અનાથ એકલી અટુલી નીર્બળ સ્ત્રી જાતી અને જંગલી પ્રજાની વચે એક વાઘ જેવા પ્રાણીના તાબામાં ઘેરાયેલી હતી ત્યારે એ મહાશુધા દરેક રીતે સબળ હતો.

કુદરતની ગતી કાંઈક વીચીત્રછે તેમ આ બાબતમાં શું પરીણામ આવશે એ કુદરતને હાથછે.

મહાશુધા આખી રાત વીચારમાં ગોથા મારતા વીતાવી પણ તેને કાંઈ ખરો અને સચોટ ઈલાજ ન શુઝયો.

પાપી માણુસને પાપના કાર્યમાં કાંઇક અંધાપોજ આવી જાય છે. મહાશુધા પ્રભાતં જયારે ઉઠયો ત્યારે તેના મુખપરનો અજબ

પ્રકાશ કોણુ જાણે આજે કયાં અસ્ત થઈ ગયો, તેના મુખપર કોઇ કાળી ઝાંઈ છવાઇ ગઇ તો પણ પ્રભાતમાં ઉઠી હમેશ કરતાં આજે વીશેષ ટાપટીપ કરી શુંદરીવાલા ભોંયરામાં ધ્રૂજતે પગે દાખલ થયો

આજે શું પરીણામ આવશે તેના વીચારમાં તેની દ્રઢતા સ્થીર રહી શકી નહી. ગુફાના અંતર ભાગમાં શુખની નીંદ્રામાં શુંદરીએ રાત્રી વીતાવી હતી અને હજી પ્રભાતમાં આંખ ઉઘાડે છે ત્યાંજ એ પલીતના દરશન થયા, પરંતુ અત્યારે શુદરી તેને વાઘ જેવા નહાના જંતુ પ્રમાણે સમજે છે, જેથી તોરમાંજ પોતાના આસનપર બેસી રહી. કોઈ રાણી જેમ હુકમ ફરમાવે તેમ શુધાને જોતાં પુકારી ઉઠી. કેમ એય હરામખોર તારી ભ્રષ્ટ દાનતને તીલાંજલી આપી કે કેમ ? યાદ રાખ કે હું હવે ખરેખર તમારી દેવીજછું અને ઉલમા દેવને તારો ભોગ આપવાની મારી ઈચ્છા થઈ છે.

મહાશુધા આવા તોરમાં બોલતાં શબ્દો સાંભળી સહેજ ગભરાઇ ગયો. આજ દીવસ સુધી જેણે હુકમજ ચલાવેલો છે બીક ગભરાટ એટલે શું એ કંઇ જાણતો નથી એવો મહાશુધા તેની આખી જીંદગીમાં આજ પહેલોજ ગભરાઈ ગયો. આ ગભરાટમાં તેના મનની શંકા એક સબળ કારણ હતું અને તેણે પોતાની હીમત જેમ તેમ કરી એકઠો કરી આટલી બધી ધાસ્તી તેને શા માટે લાગી હતી તે પણ તે કાંઈ સમજયો નહી. તોપણ પોતાની સત્તાનો વીચાર કરી બોલ્યો કે નીર્બળબાળા આ તું શું બોલે છે. તેની તને ખબર છે.

**સુંદરી**— હા સારી રીતે જાણુંછું કે તું ઉલમાદેવનો ચોર અને મારો ગુનેગાર છે,

**મહાસુધા**—પરંતુ તું આ આટલુંબધું કોની સત્તાથી બોલેછે.

**શુંદરી**—સર્વ સત્તાધીશ કે જેની સત્તાથી આ સર્વે બ્રહ્માંડ ફૂરે અને જેના હુકમ સીવાય એક રજ પણ ખસી શકતી નથી તેના હુકમથી સમજયો મુર્ખા.

**મહાશુધા**—એટલે જાણુ કે આ દેશનો હું એવોજ સત્તા-ધારીછું તો તને ઉગારવી અગર મારવી એ સત્તા મારા હાથમાં છે.

**શુદરી**— હસોને બોલી વાહ ! વાહ ! તારી સત્તા ? તું કોણ ? વીચાર મુર્ખા ! પહેલો જવાબ આપ કે તું પોતેજ કોણછે? તારા હૃદયને પુછ કે હું કોણછું અને એ તારૂં હૃદય તને જવાબ આપે તે મને કહે.

**મહાશુધા**—હું આખા આ અલલ દેશનો અધીકારી અને તારો આશકછું.

**શુંદરી**—સત્ય છે કે,

'દશા ફરે ત્યારે બુધ્ધિ ફૂરે,જાય ચુલે ચડી ચતુરાઈ,

હાથ કેરા હથીયાર રહે હાથમાં, એમના એમ કટાઈ,

તેમ તારો નાશ પાસે આવ્યો છે તેથી તારી બુધ્ધિ બગાડી છે તારી ચતુરાઇ હવે ચુલે ચડી ગઈ છે.

**મહાશુધા**— તેતો પરીણામે જણાશેજ.

**શુંદરી**— હવે વધારે વખત એવી નકામી માથાફોડ ન કર અને હજુ પણ તને સમજાવુંછું કે મને છેડવામાં તને કાંઈ ફાયદો નથી તારો મારીપર અનેક ઉપકારો છે જો કે એ ઉપકારો તેં તો ફકત સ્વાર્થ દૃષ્ટીથી કરેલાછે તો પણ કોઈના કરેલા ગુણ ભુલીજવા ન જોઈએ તે વીચારી હું તને તારી સત્તામાં મદદગાર થવા ઇચ્છુંછું વળી મારાથી બનતું તારૂ કાંઈક હીત કરી પછી હુ મારી ઇચ્છા મુજબ જવા ચાહુંછું કહે આ વાત તને પસંદ છે.

**મહાસુધા**—વાહ ! વાહ ! શું મને નહાનો બાળક સમજી લીધો કે આમ ઉંચી નીચી બે વાત સમજાવી ધમકી મારી એટલે મા રે તેને આધીન થઇ જવું.

**સુંદરી**—નહિ તો તારી ઇચ્છા હવે હું તને ખાસ ભલામણ કરૂંછુ કે તારે મારીપર જે અમલ કરવો હોય તે કરજે. આટલું બોલતાં સુંદરી બીજીબાજુ ફરી બેઠી સુંદરીનો આટલો રૂઆબ જોઈ મહાશુધા વધારે ને વધારે આશ્ચર્યમાં ડુબવા લાગ્યો આ બાલીકામાં આટલી બધી ખુમારી શાપર ધરાવે છે તે કાંઈ સમજાતું નથી આમ મનમાંજ બોલતો મહાશુધા ઉભો થયો અને એજ વીચારમાં ચાલી નીકળ્યો.

અચાનક વીજળીનો ઝબકારો જેમ થાય તે પ્રમાણે તેના મગજમાંથી વીચાર નીકળી ગયો અને પોકારી ઉઠયો કે, 'હા હા હવે બધું સમજયો હું તેને કાંઇ પણ વીશેષ સતાવીશ તો તે આપઘાત કરશે. હવે એ મહોતને છેલે પગથીએ હોવાથી નીર્ભયતાથી બોલે છે તો હવે જયારે એ મહોતનેજ ચાહે છે તો મારે પણ મારી પ્ર-

જામાંથી ઉતરેલું માન વધારે બળવાન કરવા તેનો ભોગજ આપવો જોઈએ. આ વીચાર આવતા તે પાછો ટટાર થયો. પોતાના શુધાઓ ને બોલાવી સઘળી પ્રજાને એકદમ ભેળા થવાનો હુકમ કર્યો અને એ હુકમનો સહેજ વખતમાં અમલ થયો.

ઉલમાદેવના મંદીર પાસેના ચોકમાં પ્રજા ભેલી થઈ તેની વચે મહાસુધાજી આવીને ઉભો રહયો અને પોતાના કહેવાથી કરવાની અસર પ્રમાણે ભાષણરૂપે બોલવા લાગ્યો.

મારા વહાલા બાળકો, તમારે માટે મારે આજ કાંઇક વધારે જાણવાનું મળ્યું છે જે તમારા વંશવારસને કામનું છે. જુઓ આકાશમાં નજર કરો ગરમી આવતી દેખાય છે, ગઈ રાત્રે ઉલકાપાતના ઉલમાદેવે મને સ્વપનામાં આજ આપણીપર જે સીતમ વરતવાનો છે તે જણાવ્યું છે તેથી મારે તમોને જણાવવું જોઈએ કે આ શુખશાન્તી આવેલી દેવી તે દેવી નથી પણ કોઈ ઢોંગી માણસ જાતની સ્ત્રી છે તેનો ભોગ લેવા ઉલમાદેવ માગણી કરે છે જો તેનો ભોગ નહીં અપાય તો એ ઉલમાદેવ મહા ઉતપાત જગાવશે અને આપનું સત્યાનાશ નીકળી જશે જુઓ તેની શાક્ષીમાં આજ ગરમી વધતી જાય છે માટે એ તમારા કેદી અને ઉલમાદેવના ગુન્હેગારને હું તમારે હવાલે સોંપુછું જેનું નીવારણુ તમો તમારી મરજી પ્રમાણે કરો.

આટલું બોલી અંતર ગુપ્રામાંથી સુંદરીને લાવવા માટે ચાર સુધાને મોકલ્યા. આ વખતે અફ્સોસની લાગણીથી પ્રજામાં ગંભીરતા છવાઈ ગઈ હતી. મહાસુધા તેની વચે સુંદરીની રાહ જોતો ઉભો હતો એટલામાં શુંદરી ઝડપથી ચાલતી તેની સામે

આનેવી ઉભી. સુંદરીને જોતાં મહાશુધા જોકે સહેજ ગભરાયો પરંતુ પોતાનું બળ એકઠું કરી બોલ્યો કે જુઓ આ તમારો કેદીછે.

શુંદરી બોલી ઉઠી કે પ્રજાજનો હું ખરેખરી તમારી દેવીછું તેની ખાત્રી માટે તમે જે કહો તે પરીક્ષા આપવા તૈયારછું. અ શુધાએ મારા હુકમનું અપમાન કરયુંછે જેથી એ મારો ગુનેગાર છે કદાચ એ શુધા મારાથી વધારે બળવાળો હોય અથવા એનો ઉલમાદેવ એને મદદ કરે તેમ હોય તો તેની પરીક્ષા માટે તમો જે કાંઈ કહો તેમ કરવા હું તૈયારછું આ સાંભળતાં પ્રજાજનોમાં ગડબડાટ મચી રહયો.

મહાશુધાએ તેઓને શાંત રહેવા હુકમ કર્યો અને બોલ્યે કે, ' હું આ પ્રજાનો વંશ પરંપરાનો સત્તાધારીછું આ મારી પ્રજાન સર્વ જોખમ માટે હું જવાબદારછું તેમ તેઓ તરફ સઘલો હુકમ કરવાની હું સત્તા ધરાવુંછું એ હુકમને અનુસરી હું તને કહુંછું કે તું સાચી દેવી હોય તોં આ આકાશમાંથી આવતી ,ગરમી બીલ કુલ ટાળી નાખ ઉલમાદેવના કોપને બાળી નાખ, તો અમે તને દેવી તરીકે માન આપીશુ અને તેમ ન થયું તો. ઉલમાદેવના ભોગ તરીકે તારો નાશ થશે, ચલાવ જલદી તારી સત્તા અજમાવ આ શબ્દો સાંભલી શુંદરીએ આકાશમાં પોતાના હાથમાંની કાંઈ વસ્તુ હલાવી એટલામાં જોત જોતામાં આકાશની ગરમી એક દમ ઓછી થઇ અને બરફની શરદી છવાઈ ગઈ. આ જોઇ પ્રજાએ કીકીયારી પાડી અને મહાશુધા ત્યાંથી નાઠો.

શુંદરી પોતાનો હાથ ઉંચો કરી ઉભી રહી એટલામાં તેના પગ નીચેની જમીન તુટી પડી અને શુંદરી અલોપ થઇ ગઇ.

# પ્રકરણ સાતમું.

## પંચડંડનું પરાક્રમ.

સરોવરની સુંદરીમાં આવું અદભુત સામર્થ્ય કયાંથી આવ્યું અને તે બરાબર કટાકટીને સમયે કુદરતનાં કાયદાને પણ ફેરવી નાખવા શકતીમાન થઇ એ માટે વાંચક તને આશ્ચર્ય લાગશે. પરંતુ તે ભેદ નજીવો છે.

વાંચક તું જાણે છે કે તે શુંદરીને શકિતએ જે યોગી પાસે જવા કહ્યું હતું તે યોગી પાસે જઈ તેણે પંચડંડ હાથ કર્યા હતા પંચનો ચમત્કાર અદભુત છે 'પંચ તે પરમેશ્વર' આ પંચડંડની પર અનેક ક્રીયા અને તેને યોજનારની અદભુત શકતી એ ઉપરાંત ઉતમ પુરૂષની સંગતીથી એ પંચડંડમાં દીવ્ય સામર્થ્ય હતું પંચ ડંડથી જુદાજુદા દીવ્ય અદભુત પાંચ કાર્યો સીધ્ધ થાય છે.

આ પંચડંઠ કળાધરની જાદુવીધાને ક્ષીણ કરવા માટે શકિતના દોરવાથી અને શકિતની સહાયતાથી સરોવરની સુંદરી તે સહેજમાં મેળવી શકી હતી પાછી વળતાં આ જંગલી દેશમાં આટલી વીટંબણુમાં સપડાયા છતાં તેને એ વાતનું વીસ્મરણ થયું હતું તેથીજ એ પરવશુ દશા તેણે ભોગવી હતી 'મરણુ તરણને શીખવે' એ કહેવત અનુસાર જયારે માણુસ ચારે બાજુથી બંધ થઈ મુંઝાય છે ત્યારે તે બંધનમાંથી છુટવા માટે અનેક ફાંફા મારે છે એ સમયમાં આત્માનો સંયમ થાય છે.

આત્માની ગતી એવી છે કે જો કોઈ માણસ દ્રઢતાથી વૃત્તી ઓના દરેક તારને ઐકય કરે તો એ અંધ શ્રધ્ધારૂપ વૃત્તીના એકજ વહનથી કાંઈ અદભુત શકતીમાન બક્ષીસ સ્પુરે છે. આ વાતનું વીશેષ સ્વરૂપ તો અનુભવીજ જાણશે. પરંતુ તેનો થોડો ઘણો ખ્યાલ તો દરેકને કોઇકોઈ વખતે આવતોજ હશે.

આ શકતીના પ્રબળથી જયારે સરોવરની સુંદરીની વૃત્તી એકાગ્રતામાં લીન થઈ ગઈ ત્યારે તેને જેમ ' કાખમાં છોકરૂં ને ગામમાં શોધાશોધ ' તેમ પોતાની પાસે અદભુત શકતીમાન હથીયારની યાદ આવી તેથીજ તે છેલ્લા પ્રકરણમાં એ મહાન ધર્મગુરૂની સામે થવા શકતીમાન થઇ હતી.

સરોવરની સુંદરી પૃથ્વીની ફાટમાં સમાઇ જવાથી તે જંગલી માણસોને વધારે ચમત્કાર લાગ્યો, અને તેથી પેલા ધર્મગુરૂની શોધ કરવા લાગ્યા. એ ધર્મગુરૂ નાશીને વધારે દુર જઈ શકયો નહીં. એટલામાં આ જંગલીઓ જે પહાડના ગુફાના પુર્ણ માહીતગાર હતા, અને એવી કઠીણ જગ્યાઓમાં રઝળવામાં વધારે પ્રવીણ હતા, તેઓએ તેને પકડી પાડયો, અને તેઓએ સર્વ મતે તેનો જંગલી શીક્ષાથી અંત લીધો.

સરોવરની સુંદરી પંચડંડના પ્રતાપથી ઘણેજ દુર બહાર નીકળી ગઈ જો કે પંચડંડનો પ્રતાપ એવો હતો કે ધારે ત્યાં ચાલવાની મહેનત વગર પહોંચી જાય, તોપણ અત્યારે આ ભયંકર ઉપાધીમાંથી મુકત થવાના એક જાતના અલ્પ સમયના આનંદથી તે બીજી સર્વ ઉમેદ, ભુલી ગઇ હતી અને જેમ બને તેમ આ જંગલી

દેશથી દુર જવાની તેની કલ્પના દ્રઢ થઈ હતી જેથી એ કલ્પનાન જ હુકમને આધીન થયેલા પંચડંડ તેને દુરને દુર આ મૃત્યુલોકથી પણ પાર લઇ ગયા.

જે સ્થળે તેને બહાર નીકળવાને વીચાર આવ્યો, તેજ સ્થળે તે બહાર નીકળી, પણ તે કેટલે દુરકે જયાં ચંદ્રસુર્ય જુદીજ દીશાએ દેખાતા હતા, આ પૃથ્વીપરના માણુસોને રાત્રી અગર દીવસે જેમ ચદ્ર સુર્ય માથાપરજ દેખાય છે. તેથી તો આ દેશમાં તદન વીરૂદ્ધ હતું, એટલે સુર્ય ચંદ્ર નીચે દેખાતા હતા, તેમ તે સ્થાનપર તેનો પ્રકાશ પણ અમલ નહોતો કરી શકતો, પરંતુ એથી સેંકડો ગણું તેજ પ્રકાશતું હતું. આ જળહલતા તેજમાં પ્રથમ તો જેમ અંધારામાં રહેનારને અજવાળામાં ઝાંઝવા ભરાય અને વસ્તુઓ ચોકસ ઓળખાય નહી તેવીજ સરોવરની સુંદરીની હાલત થઇ,

આ પ્રદેશ જોતાં પ્રથમ તો સુંદરી ગભરાઈ ગઈ, પરંતુ ધીમે ધીમે તેની આંખમાં આ તેજ સમાતું ગયું જેથી ચાર ઘરી પછી તે સ્પષ્ટ રીતે જોવા લાગી.

આદેશ ઉત્તમ સુવર્ણથીજડેલી ભુમીવાળો હતો,અનેજગેજગેસુર્ણના ટુકડાતો પગમાં અથડાતા હતા, અને કેટલીકંજાતના પ્રકાશીત પર્વતોપર કોઈ ગુપ્ત ચમત્કારી પ્રકાશ પડવાથી તેનું પુનરાવરતન થઇ આ આખી સુવર્ણ ભુમી પ્રકાશતી જળહુળી રહી હતી. આવી ઉત્તમ ભુમીપર આવવાથી સુંદરીના વીચાર પણ ઉત્તમ થતા ગયા અદભુત અને જો તે ઉત્તમ હોય તો તે સ્થળ અગર કોઇ પણ પ્રાણી વસ્તુના સંગની અસર લાગેજ અનેતે પ્રમાણે આ ભુમીની ઉત્તમ અસર થતાંજ સુંદરીને પ્રેમનો ઉત્તમદ્દવની રદયમાં જાગૃતથયો

આ ગહેરો ધ્વની ઉત્પન્ન થતાંજ તે આગલી પાછલી સર્વ ભુલી ગઇ, પોતે કેવા વીચીત્ર સ્થળપર આવી છે તે ભાન પણ જતું રહ્યું અને ઉત્તમ પ્રેમના શુધ્ધ સ્વરૂપમાં તેજસ્વી બનતી ગઇ પ્રેમની ધુન કેવી અસર કરે છે તે અનુભવીજ જાણે. તોપણ તે વીષયને સહેજ ઇનસાફ તો સહુ કોઈ આપી શકશે, પ્રેમ કોને પ્રીય નથી, પ્રેમ એ શબ્દને કોણ ચહાતું નથી. કેટલાક ગંભીર તત્વવેતા બની ડોલ કરી, મહાન ધર્મજ્ઞપણું દરશાવે છે. કેટલાક યોગના વીષયની પોતાની પુર્ણ માહિતી અને ઈચ્છા દરશાવે છે અને તેવાજ વીચારનો ઉપદેશ દુનીયાને આપતા ગંભીર જ્ઞાની અને યોગ વીધાના મહાન પુજકમાં ખપે છે પણ તેની ખાનગી જીંદગીને જાણનાર તેના ખાનગી સહવાસમાં આવનાર અને ખરેખરા ભાવ તો તેના ગુપ્ત ભેદ જાણનારજ જાણે છે.

જયારે મહાન તત્વવેતા યોગી અને વીદ્વાનો એ પ્રેમને આધીન છે તેના હૃદયમાં સ્પુરતા પ્રેમના અંકુરોને જયારે અટકાવી ન શકયા ત્યારે પછી દુનીયાને એ રસ્તે દોરવા કાંઈક ધરમના સીધ્ધાંતના મજબુત પથ્થરનો પાયો નાખી પ્રેમ લક્ષણ ભકતીના શરૂઆત કરી. આ શોધી કાઢેલો પંથ અને વેદાંત જો સાત્વીક ભાવથી જોઈએ તો તદન વીરૂદ્ધ છે. છતાં હાલના વીદ્વાનો (આર્યો) કે જે વેદાંતને ઉત્તમ પદ આપે છે અને વેદાંત એજ સાચો મોક્ષ નો મારગ છે એમ હૃદયમાં પકી રીતે સમજે છે છતાં આ પંથપર કાંઇક શ્રધાને કાંઇક જોરાવરીએ દુનીયાના સાધારણ બુધ્ધીના માણુ

સોના મતમાં મળી જાય છે, અને ઉ-તમ ઉપદેશને પણ તેવા વલણુમાં ખેંચી જાય છે. આ સઘળુ શાનું બળ પ્રેમનુંજ ! એમાં શક લઈ જવાનું કાંઇ કારણુ નથી.

પ્રેમ સર્વને પુજય છે, પ્રેમ એજ સરવનો અધીષ્ટા દેવ છે, એ વાકયને સીધ્ધ કરવા માટે યોગી અને ભોગી, તત્વશોધક અને વીધા બોધક સરવે મચેલા છે, ત્યારે આપણને પણુ એજ માન્યછે, અને વાંચક તને પણુ તે માન્ય હશેજ. જયારે સર્વને આ વસ્તુ માન્ય છે ત્યારે આ સુંદરીના આ વલણુ માટે વાંચક કદાચ તારે એ મત માન્ય ન હોય તોપણુ દરગુજર કરજે.

સુંદરીએ પ્રથમ એ પ્રકાશીત ભુમી જોતાંજ તેના હૃદયમાં જે પહેલુંજ સ્પુરયું તે પ્રેમજ હતો. આ પ્રેમે તેને ફરીને ઉનમાદ સ્થીતીમાં ખેંચી લીધી અને પોતાના વાજીંત્રના નાદમાં તેને નચાવવા લાગ્યો. સુંદરી આ જળહુળતો પ્રકાશ જોઇ અનહદ ઉછળવા લાગી. તેના હૃદયના સઘળા તત્વો કુદવા લાગ્યા અને અખંડ ધુનમાં ઘોરવા લાગી આગળકે પાછળ ચાલેછે તેનો ખ્યાલતેનામસ્તકમાંથી જતો રહયો, જેથી તે ચારે દીશાએ વગર સમજવે આમથી તેમ આથડવા લાગી, જેજે દીવ્ય વસ્તુઓ જોતી ગઈ તેને પ્રેમની ઉપમાં આપતી હતી અને જેજે પ્રાણીઓના શબ્દો સંભળાતા હતા તેને પ્રેમનીજ ધુન ધારવા લાગી અને તે ધુનમાં ગર્જના કરી ઉઠી.

‘ શશી ક્ષીતી તજી ગયો, સ્વર્ગ આ ભુમી તજી,
ભવ્ય ભાનુનો ભભક નહીં, નારી નાથ કયમ તજી,

કોમળ આ કરમાં ગ્રહું, છટકી શાને છુટતા,
અલબેલા અવધી થઇ, તનના તારો તુટતા ',
શ્યામ ! શું આ ભુમી તમોને ન ભાવી. હૃદયના શામળ તમારી એ શ્યામ વૃતી સમજાણી, જાણી, પ્રમાણી, હાં ! હાં તેથીજ

' ધ્યાનમાં કોઇ ધારી હશે બીજી,
અમ પર નાથ ગયા તમે ખીજી,
શાને આવડો કોપ.

અમો રંકપર આ ઉલ્કાપાત, પણ સમજી, રસીયા માનતંગી; તમોને મનાવું, હું માનવંતી નથી કે તમે મનાવશો. પણ કોઇ જાઓ કારણ—

' વ્હાલા કામ રીસાયા, શાણા શ્યામ રીસાયા,
કોઇ આવો મનાવો ટાળો રૂસણા '

નાથ એમ નમેરા નહી થાય ! નાના તે એટલા નીરદય નથી તા ! એ મારો સંદેશો મારૂં કાર્ય પાર ઉતારવા કોઈ જાઓ ! મનાવો. !

શું તમે સૌ મળી બનાવો છો ! આમ કાં સતાવો છો ! શુ તમોને એ વેદના નથી વીતી ! નહીં નહીં ભુલો છો. કોઈક વખત પણ તમને એ પીડ ઉપડી હશે! વીચારો! કોઇ ખુણે ખોચરે પડેલો વખત યાદ કરો,

' હા હું પ્રેમ ઘેલીછું', કારણ
' મને ઘેલામાં ગુણ લાધ્યો.

વૃંદ્રાવનની વ્રહેઘ્વની મારા કાનમાં ગરજે છે, મારી નજરે થઈ થઈ નાચે છે, મોહમસ્તે મોહનના મદમાં માચે છે. રસીક એ જોઈ જોઈ રાચે છે. હાં હાં ! અલબેલી પ્રેમઘેલી નવેલી હું છઉંજ. નાથ તારા ગાનમાં મસ્ત બનેલી! તારી ધુને મારી શુધી ધકેલીછે. ઓ આકાશમાં ગમન કરતા ગુપ્તદેવો શું તમો મને સહાય નહીં, કરો ? આ શબ્દો જયારે તે બોલી તે કોઈ ગુપ્ત ચમત્કારને લીધે તેનો અદભુત અમલ થયો.

આ પ્રકાશમાન ભુમીપર દેવતાઓ ( ફીરસ્તા ) નો વાસ હતો જંયારે સુંદરી અંહી આવી પહોંચી ત્યારે આ સ્થળે તે ભુમીપર વસનારા કેટલાક દેવો હાજર હતા. પરંતુ સુંદરીની સરલ દ્રષ્ટીથી તે દેખાયા નહીં તેઓ અદભુત સ્વરૂપવાન સુંદરીને જોઇ અજબથયા. પ્રથમ તો તેને એમ લાગ્યું કે આ કોઇ આપણાથી પણ ઉત્તમ લોકમાં વસતી દેવાંગના છે. પરંતુ જયારે તેના મુખથી મૃત્યુ લોકનું વર્ણન સાંભળ્યું ત્યારેજ તેઓ સમજયા અને નીશ્ચીંત થયા પછી તો તેઓની માણસ કરતાં વધારે શકતીના અભીમાનથી તેનો ખ્યાલ જોવા અને એ ઉપરથી તેમાંથી કાંઈક ગમત મેળવવા ઉત્સાહી થયા. પણ સુંદરીના મુખમાંથી ફકત પ્રેમ પ્રેમને પ્રેમની દ્વની સાંભળી તેઓને જોઈતી ગમત આ ઉન્માદ દશાવાળી ઉત્તમ પાત્રમાં મળશે નહીં એવી ખાત્રી થઇ.

છતાં તેઓ આ નીર્મળ પ્રેમ અને સુંદર શરીર અને અમૃત વાકયોથી એટલા લીન થઈ ગયા કે તેને બીજો વીચાર કરવાનો વખત ન મળ્યો, જયાં સર્વ ઉત્તમનો વાસ હોય, જયાં વસ્તી હોય,

ત્યાં ઉંચા અને નીચા એવા બે વીભાગના પ્રાણુત્માઓ હોય. તેમજ આ સ્થળે ઉભેલાં બે દીવ્ય પુરૂષમાં આ સુંદરી માટે વીવાદ ઉત્પન્ન થયો. જયારે એક સુંદરીની તરફેણમાં હતો, ત્યારે બીજો તેનાથી વીરૂધ્ધ થયો, સુક્રાંતી ને વીક્રાંતી એવા બે નામના દેવોમાંથી વીક્રાંતી કે જે સુંદરીની વીરૂધ્ધ હતો તે બોલ્યો કે,' સુક્રાંતી આ સુંદરી શું લચ્યે જાય છે, દેવતાઓના વાસમાં પણ સ્ત્રીની દ્રઢતા ટકતી નથી ? પ્રેમની ઉત્પતી ફકત સૌદર્યથી થાય છે અને જોબનનું જોર જતાં અથવા બીજા કોઈ કારણથી સ્વરૂપ જતું રહેતાં પ્રેમ અને પ્રીતી ગુમ થઈ જાય છે.

વળી તુરતજ એક સ્વરૂપવાનપર પ્રેમ થયા પછી જો કોઈ તેથી વધારે રૂપવાન અને કાંઇક વૃતીને અનુકુળ નજરે પડે તો પ્રેમભાઇ આસ્તે આસ્તે પલાયણ કરવાનું શીખી જાય છે.

**સુકરાંતી** નહીં, નહીં, એ તારી ભુલછે, પ્રેમ એવીભષ્ટ વસ્તુ નથી, અને જો પ્રેમ ચળીજાય તેવો હોય તો તે વીષય કહેવાય છે. મદન અને રતી એના ભેદ કાંઇક ન્યારાજ છે, દરેક વસ્તુ તેના પાત્રોનેજ ઉપયોગી છે. તારાજેવા વીક્રાંતીને માટે તો એ સર્વ માથાફોડ નકામી છે.

**વીકરાંતી**–એટલે તું શું કહેવા માગેછે. શું એક મૃત્યુલોકનો જંતુ, નર્કનો કીડો તે આપણા દેવ લોકથી વધી જાય! કદી નહીં, એ પ્રેમ ને ક્ષેમ બધા સમય અનુકુળનાજ અશ્વારછે. સમય તેને જેમ ખેલાવે તેમ ખેલે છે, એવા હજારો દ્રષ્ટાંતો મેં નજરે જોયા છે. અને તેવો કાંઈક મને પણ અનુભવ છે.

**સુકરાંતી**–સામાનું હૃદય તપાસવા માટે જેમ આરસામાં ડાઘ હોય તેથી તેમાં દેખાતા મુખપર ડાઘ દેખાય છે, પરંતુ તે ડાઘની કાળાશ મુખપરની નહીં પણ આરસીનીછે, તેમ આ વીષયમાં પણ તારૂં હૃદય તને ઉલટું દર્શન દયે છે પણ તેથી કાંઇ એ નીર્મળ પ્રેમરૂપી જળના સરોવરમાં મલીનતા નહીંજ દેખાય.

**વીકરાંતી**–તારી વાત તો અજબ જેવી લાગેછે, જરા વીચાર તો કર. પ્રેમ એ શી વસ્તુ છે અને તે શાથી પેદા થાય છે, જો કોઇ રૂપવાન પાત્ર ન દેખાય ત્યાં સુધી એ પ્રેમ કયાં ઉંઘી જાય છે. જો પ્રેમ કદાચ દ્રઢ હોય તો તેનું અસ્તીત્વ કોઇ પણ કાળે એવુંને એવુંજ હોવું જોઈએ, વળી રૂપ અને જોબન જતાં તેની લાગણી સર્વને ઓછી થાય છે, એ શું બતાવી આપે છે. કે પ્રેમ પોતેજ અસ્થીર અનીયમીત અને અદ્દઢ છે, તેવી વસ્તુને ઉંચે ચઢાવી આવા પાત્રોને વળી એથી પણ ઉંચે પાટલે બેસાડે છે.

**સુકરાંતી**–એનો જવાબ મેં પ્રથમજ આપ્યોછે કે એ તારી દ્રષ્ટીમાં દોષ છે તેથી તને એમ દેખાય છે. પણ તારા ધ્યાનમાં એ વાત ન ઉતરી ત્યારે હવે આપણે આ વાતનો નીશ્ચય કરવા કાંઈ જુદોજ રસ્તો લેવો જોઈએ, અને તારા આવા વીવાદ સ્વભાવ માટે મારે નજરે દેખાડી સાબીત કરવાનું આ અછું મનેસાધન મલ્યું છે, તો આની પરીક્ષા કરવા માટે તારે ચાહે તે તારી દીવ્ય શકતી ઉપ યોગમાં લગાડ. કારણ એ મૃત્યુલોકનું માણસ છે, જેથી આપણી સહેજ શકતી એની પરીક્ષા માટે પુરતી થશે. વળી તને એક વધારે સુચના આપુંછું કે કદાચ તારી નેમમાં હાર પામે તો તું શુ હારીશ.

**વીક્રરાંતી** જો કદી હું આ સરતમાં હાર પામું તો મારૂં સઘળું દીવ્યબળ તારી પાસે હારી જાઉં અને તેથી ઉલટું જો તું હારી જાય તો ?

**સુકરાંતી**-મારે એ પણ કબુલ છે, કારણ મારામાં દ્રઢતા અને શ્રદ્ધા બને છે જેથી એ બાબતમાં કદાચ પાછો પડીશ, તોપણ નવા અભ્યાસનો અનુભવ થશે, અને એથી આ આત્મામાં રહેલી કેટલીક દુર વાસનાએ વીખેરી નાખવાનો ઉપાય મળશે. મારે તો બને હાથમાં લાડવા છે, પણ તારે માટે તું પુરતો વીચાર કરજે.

**વીકરાંતી**-હું તો જીતેલોજ છઉં, તોપછી મારી બીક રાખ વાનું કાંઈ કારણ નથી.

**સુકરાંતી**- ઠીકછે, ત્યારે અજમાવ તારી શકતી અને કર તારા મનની ખાત્રી, એટલું બોલતામાં સુક્રાંતી વીક્રાંતીથી દુર જઇને ઉભો. વીકરાંતી કાંઇક ધ્યાન ધરતો હોય તેમ આંખ વીચી ગયો.

આકાશનો રંગ બદલાઈ ગયો, સુવર્ણ ભુમીકા લીલ વર્ણી બની ગઇ, વર્ષા રૂતુએ આરંભ કર્યો હોય તેમ દીશાઓમાંથી જુદા જુદા આનંદી પવન વાવા લાગ્યા. ધીમે ધીમે શીતળતા જામવા લાગી. કાંઈક ધુમસ જેવો ઝરમર ઝરમર ઝાકળ જેવી બારીક રજ કણો જેવો પડવા લાગ્યો. દેહ ધરનાર કોઈ પણ આત્માને નીવાસ સ્થાન અને કામાગ્નીવાળાનેતો ખાસ આશ્રય સ્થાનની જરૂર પડે એવો રંગ જામી રહયો. સરોવરની સુંદરી આ રંગથી વધારે મસ્ત બનતી ચાલી. ખરેખર વર્ષા રૂતુ તો પ્રેમની મસ્તીવાળાને દીવાનાજ

બનાવી દયે છે, તેમાં એક તો ગાંડુ હોય તેને ભુત વળગે એ કહેવત પ્રમાણે આ સુંદરીની હાલત થઈ. તે ચોપાસ કામ જવરની વેદનામાં નજર કરવા લાગો. સર્વ સ્થળે તેને તેજોમય કામદેવ પુષ્પનું ધનુષ્ય ખેંચી તેનીપર પ્રહાર કરતો દેખાયો, દરેક પ્રહારે તે અકળાવા લાગી, આ વેદના તેનાથી સહુન થઇ શકિત નહોતી, જેથી ગાંડીતુર મહા મસ્તાન બની લવવા લાગી, મદન કામદેવ. નકર નફર! આટલો જુલમ! શું તારે મારે કાંઈ વેર છે કે એક અબળાપર આવા સખ્ત પ્રહાર કરે છે! હું પણ સમજી! આ મારા શીશપર કેશ છે તેને જટા સમજતો હઈશ' આ માળાને સર્પ સમજતો હઇશ! અને આ અંગ પરના લેપનને વીભુતી સમજતો હઇશ! પણ ભુલ્યો, હું એ મહેશતને બાળનાર શંકર નહીં! પર વીરહુથી વ્યાકુળ બનેલી અનાથ અબળાં છું. મારો નાથ મારાથી રીસાયો છે. જો તે હાજર હોતતો તને ખબર પાડત. પણ આમ અનાથ અબળાને એકલી જાણી એ તારી શકિત ન અજમાવ! ધનુષ્ય ધરનારાનો, એ ધર્મ નથી. તું ધનુષ્યધારી નામને લજાવે છે. કોઇ સબળા સનાથ સાથે યુદ્ધ કરકે તને ખબર તો પડે! સુંદરી આમ બકવાદ કરે છે એટલામ એક નવયુવાન આબેહુબ કામદેવની મુર્તી જેવો પુરૂષ તેની સામે આવી ઉભો! અને બોલ્યો કે બાળા ગભરાઓ નહીં! હુવે તમે સનાથ છો સબળ છો એ કામદેવને હુરાવવામાં તમને મદદ કરીશ.

**સુંદરી**—એટલે આપ કોણ છો.

**વીકરાંતી**—હું એ કામદેવનો ખાસ અનુચર, પરંતુ તમને દુઃખી જોઇ તેનાથી દગો રમી તમારી મદદે આવ્યો છું.

**સુંદરી**—સમજી. તું વીશ્વાસઘાતી છે. વાહ ! સ્વરૂપ ! આ કોમળતા એ સર્વની અંદર કાળું હૃદય છે, એથી મને ઠીક ચેતાવી, નહીં તો વખતપર ઠગાઇ જાત.

**વીક્રાંતી**–નહીં ! નહીં બાળા ! એવો અર્થનો અનર્થ ન કરો મારૂં હૃદય દયાથી ભરપુર છે, અને તેથીજ આપને દુઃખી દેખી મારૂં સર્વસ્વ અરપણ કરવા આવ્યો છું. વળી હુ કોણ છું, એ તમે નથી જાણતા ! તો જુઓ ! આ સ્વર્ગ ભુમીપર અનેક પરસ્તાનનો રાજા છું, જુઓ મારી શકિત ! અને મારી સેવા કરનાર કેટલી સુંદરીઓ છે.

એટલું બોલતાં તેણે હાથ ઉંચો કર્યો કે એક અદભુત પરસ્તાન દેખાયું. આ દીવ્યસ્થાન અનેક રમણીઓથી રસબસ થયેલું દેખાતું હતું. જયાં રતી પોતેજ વાસો કરી રહી હોય ત્યાંના સાૈંદર્યમાં શી ખામી હોય ! આ જોઇ સુંદરી બોલી કે ‘દીવ્યાત્મા ! આથી આપ શું કહેવા માગો છો?’

**વીકરાંતી**—જુઓ એ મારૂં સ્થાન છે તે સર્વપર તમોને પટરાણી તરીકે રાખવા મારૂં મન ફક્ત તમારા સરલ સ્વભાવ પર ખેંચાયું છે. જુઓ આ બાજુ રૂતુનો વર્ષા રંગ છવાઈ રહયો છે, અને તમારો યોવન રૂપી કાળી નાગ ઝેરી ફુંફાટા મારતો તમોને એ ઝેરની અસરથી રીબાવે છે. આ સમય ઉત્તમ સ્થાન વળી મારૂં સ્વરૂપ જુઓ ! મારી શકિત કે જેનો તમને જરાપણ વીચાર બોલવાથી ન આપી શકાય, અને મારા હૃદયનો અખુટ અને અખંડ પ્રેમ આ સર્વ શું સુચવે છે. સુંદરી વીચાર કરો !

જુઓ આમારા બોલવામાં કાંઇ એ ઠીક જણાય તો તે માટે ન્યાયને અંતે પરીણામ જાણુવા હું આતુર છું.

**સુંદરી**—સમજી ! તમારી શરૂઆતની વાતપરથીજ સમજી ! કે તમે સર્વ ગુણુસંપન્ન છતાં વીશ્વાસઘાતીછો તો.

**વીક્રાંતી**—નહીં, નહીં, એ તો હું રમુજમાં બોલ્યો હતો, કામદેવનો દુત એટલે શ્રંગાર રસ માણવાને હું અનુકુળ પાત્ર છું એ ખ્યાલથી એમ કહ્યું હતું, તેનો અર્થનો અનર્થ નકરો, અને વળી વીચાર કરો. 'લક્ષ્મી ચાંલો કરવા આવે ત્યારે મુખ ધોવા જાવું' એ એક સદંતર મુરખાઇજ છે.

**સુંદરી**--એ મુરખાઇનુ પરીણામ ભોગવતા તમોને નજરે જોઈ મારા મનને શું થતું હશે.

**વીક્રાંતી**—કેમ એ શું કહ્યું હું કાંઇ ન સમજ્યો,

**સુંદરી**—ન સમજાય તો બરોબર સમજાવું, સાંભળો ! આવી અદભુત રમણી જેને ત્યાં છે, તેને તજવાનો વીચાર એ શું દરસાવે છે ? ચોખી મુર્ખાઈ નહીં, પણ મુર્ખની સરદારીજ આપે અત્યારે ધારણ કરી છે, એમ મને તો લાગે છે.

**વીક્રાંતી**-પરંતુ એ સર્વ રમણીની તમોને સરદાર બનાવવા માગુંછું, વળી એ સર્વ ભોગ શામાટે આપુંછું, ફકત તમારા પ્રેમ માટેજ ! તમારા પ્રેમનો આશ્રીત થઇ હાજર ઉભોછું, છતાં આમ ઉલટો વીચાર.

**સુંદરી**—એ એક બીજી મુર્ખાઇ ! મુર્ખના સરદાર પાસે મુર્ખાઇના ખજાનાની ખોટ હોયજ નહી, એ માટે હું નીચ્ચીંતછું.

**વીક્રાંતી**-સુંદરી તમે મારા શુધ્ધ પ્રેમના શબ્દોના ઉલટાજ અર્થ લ્યોછો, એ તમારે માટેજ ખરાબી કરોછો, આવો સમય કાંઈ પૂરી પૂરીને પ્રાપ્ત થશે કે ?

**સુંદરી**-ઈશ્વર ! મુર્ખના સબંધનો સમય બીજી વખત ન દેખાડે. પણ હવે હું તમોને એથી વધારે ખુલું કહુંછું કે તમે ઉલટે રસ્તે ચડ્યા છો, જેમ તમે ધારો છો તેવી આ આખી દુનીયા નથી, તમારા બોલવા પરથી ચોખું સમજાય છે કે તમો મને સ્વરૂપ અને લક્ષ્મીની લાલચમાં નાખી મારી સાથે સબંધ બાંધવા માગોછો, પણ એ સાચા પ્રેમથી ઉલટુંજ છે. સાચા પ્રેમ માટેતો સાફ હૃદય જોઇએ છે. તે તમારી પાસે હું દેખતી નથી, તમારી આંખમાં કમળો છે, જેથી તમારૂં હૃદય અત્યારે બરોબર કામ કરી શકતું નથી, માટે આ બાબત કોઈ સુમીત્રની સલાહ લયો અને પછી આવા કઢંગે રસ્તે ચડો.

**વીક્રાંતી**—શું ત્યારે તમારા મનને આ મારો સર્વ ભોગ કાંઇ વીસાતમાં નથી. હું ત્યારનો એક પગે તમારી સેવામાં ઉભો છું, એ મારા પ્રેમની ઓછી કસોટી તમે કરોછો ?

**સુંદરી**—હા ! હા ! હા ! ! હસીને બોલી કે, ત્યાંજ ભુલ છે તો પ્રેમ માટે દેહનો ભોગ એટલે મ્હોત પણ કાંઇ ગણત્રીમાં નથી, એને માટે તો એથી પણ કાંઇક વધારે જોઇએ છે.

**વીક્રાંતી**—સુંદરી તમોએ કાંઈ મારી પરીક્ષા કરી કે ? એક દમ બસ ફૂાંસીનોજ હુકમ સંભળાવો છો. કદાચ તમારો હુકમ હોય તો આ માથુ પણ.

**સુંદરી**—બસબસ બહુ થઈ! કારણ મારી પાસે અમૃત નથી, તમો તો અમૃતના પાન કરનાર છો. જેથી આટલેબધે દરજે તમો જાઓ છો તેથી હું ગભરાઉછું.

**વીક્રાંતી**—નહીં ! નહીં ! એતો એમ કહેવાનું છે એ માટે તમો ડર ન રાખો.

**સુંદરી**—વાહ ! વાહ ! ખુબ કરી. આ તમારી લાયકાતના વખાણ કરવા માટે મારે અનેક મુખ જોઈએ. પણ લાચાર કે તેમ નથી.

**વીક્રાંતી**—સુંદરી ! તમે સુભાગીછો ! કે મારા જેવો સર્વ ગુણસંપન તમારી સેવા કરવા તૈયાર થયો છે.

**સુંદરી**-હવે તમારી મુર્ખાઇની તો હદજ ન રહી. કારણ હુ બોલુંછું શું, ને તમે સમજો છો શું, ધન્ય છે ! એ તમારી આંધળા બુધ્ધીને.

**વીક્રાંતી**—આમ મારૂં અપમાન કરવાનું કાંઈ કારણ.

**સુંદરી**-–તમારીજ ચાલચલણ,

**વીક્રાંતી**-શું તમોને ઉત્તમ દરજે ચડાવવાની મારી આ દયાળું વૃત્તીને તમો ધીકારો છો.

**સુંદરી**-હજુ એમાં કાંઈ બાકી છે.

**વીક્રાંતી**--આનું પરીણામ બહુ ખરાબ આવશે.

**સુંદરી**-શુદ્ધ પ્રેમ હમેશાં તરવારોની ધાર નીચે રહે છે, તો પછી વીપતી એજ પ્રેમનું પરીણામ છે, એ જાણતાં છતાં પ્રેમી પતંગ દીપકમાં બળી મરે છે, પણ કાં તે પાણીમાં નથી ડુબી મરવા જતો? કારણ તેનો પ્રેમ દ્રઢ છે, તો દ્રઢ પ્રેમજ ધારથી ઝરે છે, એકજ રંગથી રંગાયેલો છે, તો તેમાં બીદરંગ થવાની આશા રાખનાર અકલના ઓથમીર અને બુદ્ધીના બારદાનની મારે કેવી કદર કરવી તે આપજ શીખવો.

**વીક્રાંતી**-ઠીક છે, હું જોઉં છું કે, એ તારો દ્રઢ પ્રેમ કયાંસુધી ટકે છે. અત્યારસુધી મેં મારી સત્તા તને બતાવી નથી પણ ખ્યાલ રાખ કે :—

સદા દૌર દૌરા દીખાતા નહીં,
ગયા વખ્ત ફીર હાથ આતા નહીં'

**સુંદરી**-ત્યાંજ ભુલ છે, એ કહેનારે તો વીચારીનેજ કહયું છે પણ સમજનાર કોઈ ઉલુના પઠા, તેનો ઉંધો અર્થ કરે છે.

**વીકરાંતી** તારી અરથ સમજવાની રીતી પણ બહુ વીચીત્ર છે, જણાય છે તો જરાક જેટલી, પણ જીભ તો કરવતની માફક કામ કરે છે.

**સુંદરી**-ગધેડા ભાર ઉપાડવામાં બહુ કઉવતદાર પંકાય છે.

**વીકરાંતી**–સુંદરી ! એ વીવાદ છોડ અને હજુ એક વધારે વખત ચેતાવુંછું, જો વીચાર કર.

**સુંદરી**—મુરખ ! હજુ ન સમજ્યો કે, આ જન્મ, આ દેહ, આ લાગણી, અને ધુન કાંઈ કાયમ રહેવાની નથી, જો ઇશ્વરનો કાંઇક ડર રાખતો હોય, આત્માનું અઈકયપણું ચહાતો હોય, તો ચોકસ યાદ રાખવું કે,

'ગયા વખ્ત ફીર હાથ આતા નહીં.'

શું તું મને વીકારી સમજે છે ? શું આ દેહના અલ્પભોગ માટે હું આમ આથડુંછું ? કદી નહી, મારીતો નેમ ઉંચી છે. ને હું સારી રીતે જાણુંછું કે આત્માને શુદ્ધ કરવાનો વખત આ માણુસ દેહ ફરી ફરીને આવતી નથી માટે સમજીનેજ કાંઈ પણ કાર્યકરવું.

**વીક્રાંતી**—હુ તો તારાથી હાર્યો, બોલતાંજ બાંધી લયે છે, તો અહો ! આ બલા કયાંથી મારે પરનારે પડી.

**સુંદરી**—હું તમોને દુઃખ કરતા થઇ પડી હોઉં તો કહો તો તે માટે મારી પાંસે અપૂલાતુન ઇલાજ છે.

**વીક્રાંતી**—થવાનું હતું તે તો હવે થયુંજ પણ એમ કહેતાં વીચારમાં પડી ગયો. સુંદરીને પણ આવા નીચ સાથે વધારે બોલવું રૂચ્યું નહીં. તેથી તે પણ મોન્ય ઉભી રહી. વીક્રાંતી વીચારમાં ને વીચારમાં ધીમે ધીમે આગળ ચાલ્યો. એટલામાં કાંઇક યાદ આવતાજ એકદમ કુદકો માર્યો અને બોલ્યોકે,જખમારે છે ! હવે હું ચોકસ જીત્યો છું.' એટલું બોલતામાં તો તે અદ્રશ્ય થઇ ગયો. સુંદરીનું આ આફતી સમયથી જરા દીલ દુઃખાયુ

પણ તે દરગુજર કરી ગઈ, હવેજ તેને ખ્યાલ આવ્યો કે પોતે કોઇ વીચીત્ર ભુમીપર આવી ચડી છે. આ ભુમીપરના નવા નવા રંગ જોતાં તે ફરી પોતાનાજ વીચારમાં પડી. અને જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ તેની અસલ દશામાં ઘેરાણી. પેલી બાજુ સુક્રાંતી, એ વીક્રાંતીને ઝડપમાં આવતો જોઇ પુછયું કે, ' કેમ તું સરત જીત્યો કે શું ? કે આટલા બધા કુદકા મારે છે.'

**વીક્રાંતી**—જીત્યો નથી તો જીતીશ. જરા ધીરજ રાખ, જોતો ખરો, કે શું થાય છે.

**સુક્રાંતી**—એ તો હું સમજયો, સીધી રીતે ન ફાવ્યો, એટલે હવે આડે રસ્તે જઇશ. પણ જોજે ખ્યાલ રાખજે કે એના એક બાલને પણ અડચણ થઇ તો તેનો જવાબ હું તારી પાંસેથી કોઇ બીજીજ રીતે લઈશ.

**વીક્રાંતી**—નહીં ! નહીં ! એને કાંઈ પણ અડચણ કરવાની મારી ઈચ્છાજ નથી, હું તો ફકત ભેદથી કામ લેવા માગુ છું તેમાં તો તારે કાંઈ વાંધો નથી ને ? જો જે પાછો ફરી જતો નહીં.

**સુક્રાંતી**—એ બાબતની તને પુરે પુરી છુટ છે, ફકત કોઇને નાહક દુઃખ ન દેવું, એજ મારી ઇચ્છા છે. આ પુરૂ બોલાયુ નહીં એટલામાં તો ઉતાવળો થયેલો વીક્રાંતીએ આકરષણ જમાવ્યું, જેથી તે આસ્તે આસ્તે એક દીશા તરફ જવા લાગી. હજુ તે થોડા પગલા ચાલે છે એટલામાં પગ નીચેની જમીન એકદમ નીચે ઉતરી ગઇ, અને સુંદરી અધરજ હવા ખાવા લાગી. પરંતુ

તે જાણે જમીનપરજ ઉભી હોય તે પ્રમાણે તેનું શરીર સ્થીર રહયું. પરંતુ આ સ્થીતી થતાં તે ચમકી ઉઠી અને જોય છે તો તેને એક અદભુત વીશાળ બગીચો દેખાયો, તેની વચેનું મેદાન ખુલ્લું હતું. આ બગીચાની સુંદરતા વરણવી શકાય તેમ નહોતી. પરસ્તાન અને ગુલસ્તાન જેવા અદભુત અને કલ્પીત સ્થાનનું આ રૂપાંતર હતું. તે કુંજની ભવ્ય છટામાં જુદી જુદી જાતની પરીઓ ઉડતી, ખેલતી, નાચતી હતી. તે મંડળની વચે 'સંતા-મણી' ની રમત રમતો કોઈ ગુણનીધી જેવો પુરૂષ દેખાયો. જેથી સુંદરી વધારે આતુરતાથી દોડી, ઘણીજ નજીકમાં જઇ, જોવા લાગી તો, હા તો એજ! ગુણનીધી અંહીં કયાંથી? એમ તેના મુખમાંથી નીકળી ગયું, ગુણનીધીએ, આ જાણે સાંભળ્યું હોય પણ તેની કાંઇ દરકાર ન કરતો હોય, તેમ રમત રમવા લાગ્યો. 'એજ સ્વરૂપ એક આખો જન્મ વીતી ગયો છતાં, એ સુંદર આકૃતીને હું ભુલી શકતી નથી, પણ તે તો ભુલીજ ગયા, જો તો તે કેવા રસમાં ચડયા છે. પણ નહીં, હું તેને વીનવીશ, એતો શીરછત્ર છે, કદાચ કાંઇક ક્રોધે ભરાયા હશે તો મારે મારો ખુલાસો તેને આપવો જોઇએ. પણ મને આશ્ચર્ય થાય છે કે એ આ સ્વર્ગ લોકમાં કયાંથી? આમ વીચાર કરતી ચોકસ કરવા તે પરીઓના મંડળની વચે જઇ ઉભી. જેથી એક પરીએ તેની મશકરી ઉઠાવી. 'આ કૃષ્ણાવતારની કુબ્જા અહીં કયાંથી આવી? જેમ કૃષ્ણએ કુબ્જાને ગ્રહણ કરી હતી તેમ તો નહીં.

**ગુણનીધી**—એવી તો અનેક આથડતી હશે તેમાં મને શું કહે છે.

**પરી ૧ લી**—નહો! નહીં! આ તો કોઈ તમારી છાની પ્રીતી વાળા લાગે છે ને શું! કદાચ રામાઅવતારમાં વચન આપ્યુ હોય ને કુષ્ણાવતારમાં ખરૂં કરવું હોય તો એ કુબ્જા અમારી વેરણ થશે.

**પરી ૨ જી**—પણ જોતો ખરી એનો એક ટાંગો વાંકો વળી ગયો છે તે.

**પરી ત્રીજી**—અરે અલબેલીઓ! એ ચુડેલ કયાં? અને આ ગુલસ્તાન કયાં? એમ તમે મને શું બનાવો છો? સરોવરની સુંદરી આ ગુણનીધી બોલે છે કે નહીં એવી શંકાથી તેની સામે જોઇ રહી. પણ ગુણનીધી તો આડી તરફ જોઈ રહયો.

**પરી ૧. લી**—લયો નટવર! આતો ચોકસ તમને વરમાળ પહેરાવવા આવી છે અને તમે એમ મ્હોં કેમ છુપાવતા ફરોછો, એમાં પ્રીતી થશે તો અમે એના પગ ચાંપીશું.

**પરી ૨ જી**—હું એ વાંકલીના પગ દાબું ને કયાંક ગલે પડે તો, વળી રસીક ગુસે થાય, માટે આપણે તો પંખોજ નાખીશું.

**પરી ૩ જી**—ત્યારે આપણે તો દુરથીજ સેવામાં હાજર રહેશું. કારણ ગુણનીધીની એ ગુણીયલના ઝાઝા ગુણ આપણને તરત વાંકમાં લઈ લયે.

**પરી ૪ થી**—અને હું તો બહારનુંજ કામ કરીશ, કારણ એની નજરમાં આવી જઈયે, તોપણ પંચાતી તો જુઓ! જુઓ! એ આંખો તો અત્યારેજ કામ કરવા લાગી.

**સુંદરી**—આ શું ભેદ ! પણ કાંઇ નહીં, જ્યાં રસીક છે, જ્યાં મારૂં પ્રેમપાત્ર છે, ત્યાં કદાચ ખુલી સમશેરોના પ્રહાર થતા હોય તો તે મને ફુલ માફક ઉત્તમ લાગે છે. ત્યારે આ વચનબાણ શી ગણત્રીમાં ! એટલું બોલતા તે છેક ગુણનીધીની પાસે જઈ ઉભી, અને બોલી કે, 'પ્રીયપતી ! આ દાસી આપના ચરણમાં વંદન કરે છે.'

**ગુણનીધી**—અરે ! અરે ! ડાકણ શું મારા કાળજા ભરખી જવા છે કેમ ? આ તો ચુડેલનો પલો.

**પરી ૧ લી**—એમ શું ઉભી છે. ગળામાં હાથ નાખી ખેંચી જા.

**પરી ૨ જી**—એતો રસીક મનાવશે ત્યારે ના.

**ગુણનીધી**—તું અહીં કેમ આવી છો અને લાયકાત સમજ્યા વીના મારી પાસે કેમ ઉભી રહી.

**સુંદરી**—સ્વામી ક્ષમા કરો ! આપની આજ્ઞા વીના આવી તે મારી ભુલ ખરી. પણ પાણી વીના માછલું તરફડે છે તે કદાચ પાણી દેખી તેમાં પડે તો શું તે તેનો ગુન્હો ગણાય.

**પરી ૧ લી**—લચો આતો જુના પ્રેમી લાગે છે ને શું ?

**પરી ૨ જી**—અને તેમાં પણ પુરા પ્રેમી સાચા સતી.

**પરી ૩ જી**—હેં.

**પરી ૪ થી**—અરે એતો હમણાજ પેલા વીક્રાંતી સાથે વીરંગી પરસ્તાનમાં સેલતી હતી તે વળી સતી કયાંથી થઇ ?

**પરી ૫ મી**—ઓય! ઓય! એટલું પણ ન સમજી! આ સુંદરી તે તો માણસના જગતની રસીક રંગીલીઓની સરદાર છે. તો આપણા રસીકને કદાચ પરાણે પરણે તો તમારાથી શું થનાર છે?

**સુંદરી**—હદ થઈ! આ વેણ મારાથી નથી સહન થતાં, પતી નાથ! આ કીડીપર પરવતનો પ્રહાર આ નીરાધારપર અઠંગ માર! હાય!

**ગુણનીધી**—અરે પણ કમજાત! તું જયાં ત્યાં આથડતી ફરે છે તેમ મને પણ શું તે એવોજ ધાર્યો કે.

**સુંદરી**—બસ થઇ ચુકયું, ધીરજની હદ્દ આવી રહી, આ હૃદય હજું કેમ ફાટી જતું નથી.

**પરી ૧ લી**—કેમ! કેવી સતી? આ સત્ય લોકને પણ આણે તો આંટી દીધું.

**ગુણનીધી**—હવે એ પાપને બહાર કહાડો.

**સુંદરી**—પણ સ્વામી મારી એક વાત તો.

**પરી ૧ લી**—ખાનગીમાં લઈજા ખાનગીમાં.

**ગુણનીધી**—હવે વધારે વાત જવા દયો.

જા બાઈ જા! તારે રસ્તે પડ! આ શબ્દ સાંભળી હાય કહેતાંજ તે જમીનપર ઢળી પડી, અને બેશુદ્ધ થઈ ગઈ. તે બે ઘડીવાર બે

શુધ્ધીમાં રહી અને જાગીને જોય છે તો તેના મુખપર ગુલાબજળ છાંટતો વીક્રાંતી બેઠો છે. વીક્રાંતીને જોતાંજ સુંદરી સફાળી ઉઠી અને દુર જઈ ઉભી.

**વીક્રાંતી**--કેમ હવે તબીયત તો સારી છે. પેલો ગુણનીધી અને તેની પરીઓ તને આ સ્થીતીમાં ફેંકી દીધી હતી ત્યાંથી તારી સારવાર કરવા માટે હું અંહી આવ્યોછું.

**સુંદરી**—મારા શરીરને હાથ અડાડવાનો તમને શું હક છે,?

**વીક્રાંતી**—' અરે સીંદડી બળી પણ વળ ન છોડે. તેમ હજુ આટલું બળ; એ પરીઓના મુખથી મેં બધું સાંભલ્યું; અને એ હરામી ગુણનીધીએ તમોને કેવી દશામાં ફેંકી દીધા હતા તે જોવું હોય તો ચાલો, તે જગ્યા દેખાડું.

**સુંદરી**—પણ તું મને અંહી શા માટે લાવ્યો.

**વીક્રાંતી**—વાહ ! આતો ભલાઇ પર જુતીઆ ! કાંઇ ઠીક કહેવાય નહી.

**સુંદરી**—તે ચાહે તેમ હોય પણ તમે તમારે રસ્તે જાઓ. મારી સામે હવે બીલકુલ ઉભા રહેવાની તમને મના કરૂંછું.

**વીક્રાંતી**—પણ સુંદરી

**સુંદરી**—બસ એક અક્ષર નહી જોઈએ.

**વીક્રાંતી**—લાત મારે તેનાથીજ દુનીયા સીધી ચાલે.

**સુંદરી**—તે હું મારૂં ફોડી લઈસ તે બાબતમાં તમારે વચે આવવાની કાંઇ જરૂર નથી.

**વીક્રાંતી**—પણ હું મદદ કરવા,

**સુંદરી**—‘વણ બોલાવ્યો બોલે, તે ખાસડાને તોલે’ એ પરથી તમે તમારો તોલજ ઓછો કરવા માગોછો.

**વીક્રાંતી**—એતો જોયું હવે.

‘પગ નીચે દાવાનળ સળગે, એ અવલોકો આપ,’

પછી અમને શીખામણ આપો, મોહીની રાખો માફ.’

ત્યાં ગુણનીધી પાસે તમે ખાસડાના તોલના થવા ગયા હતા તે ભુલી ગયા શું? તો સુંદરી વીચાર કરો, જેમ તમો તેના ફીટ કાર અને ધકેલા છતા ઉપર પડવા જાઓ છો, એ તમારો જો કે સાચો પ્રેમ છે, પણ તેને માટે તો જરા વીચાર કરો, વળી જેમ તમે હદધુત થતા છતાં તેનેજ વળગી રહેવા માગોછો તેમ મારી ચાલચલણ શું દેખાડે છે? ખાસ શુધ્ધ પ્રેમ, સાચું દીલ, અને તીવ્ર લાગણી, અને તેથીજ તમારૂં આટલું અપમાન સહન કરૂંછું, તો હવે કહોકે તમો જે પ્રેમ શોધોછો તેનું હું પાત્ર નથી? અને કદાચ ના કહો તો તમે પણ ગુણનીધીના પ્રેમમાં જુઠા છો એમજ નીશ્ચય થશે.

**સુંદરી**—કાગડાને અમૃતની પરીક્ષા હોયજ નહીં. એ બાબતમાં તમારી સાથે વધારે વાત કરવા હું ખુશી નથી. જો તમે

કાંઈ પણ મારૂં ભલું ઇછતા હોય જો તમારામાં કાંઈ પણ દયાનો અંશ હોય તો તમે તમારે રસ્તે જાઓ.

**વીક્રાંતી**—બહુ હઠીલી.

**સુંદરી**—પણ સબુર ! હા મને યાદ આવ્યું ! જો ! એ હરામી ! તને દેખાડું છું કે ગુણનીધીનું હૃદય કેવું છે. પણ ! પણ ! હમણાંજ એ શું થયું ! તે હું કાંઇ સમજી શકિત નથી. પરંતુ તેનો પણ ખુલાસો એક ક્ષણવારમાં થશે ' એટલું બોલતાં પ્રચંડડમાંનો એકડંડ ખેંચી જેવો ઉંચો કર્યો કે આ વીક્રાંતીનો બનાવટી ગુણનીધી દેખાયો, તે એક કાળા મોઢાનો વીકરાંતીનો ભુત ( ગુલામ ) હતો આ જોતાંજ સુંદરી છેડાઈ પડી. 'બોલ હરામ જાદા ! આ તે શી બાજી બીછાવી હતી, પણ સબુર ! હવે તને પહોંચવા હું સમર્થ છું. પરંતુ તે પહેલા તને ખરો ગુણનીધી અને તેનું હૃદય દેખાડુ ! ખરા પ્રેમના સ્થાન કેવા છે ? તેતું જો ! અને એ પાઠ શીખ ! એટલું બોલી જેવો ડંડ ઉંચો કર્યો કે નીચેની જમીન તુટી અને મૃત્યુ લોક દેખાયો. તેમાં નજર કરતાં ગુણનીધી કળાધર જાદુગરની સરહદ પર કનકાવત્તી પાંસેની મનમથની ગુફામાં મહામાયાની કળાથી મુર્છાગત સ્થીતીમાં પડયો દેખાયો. આ સ્થીતી જોઈ સુંદરી વાંહુવળ થઇ ગઈ. પણ ધીરજ ધરી બોલી ઉઠી; ' હું મારા વ્હાલાને હવે મદદ કરી શકીશ. આ શકિતની બક્ષીસ પ્રતાપી ડંડ એ મારા નાથનું શ્રય કરવા અર્થેજ છે. પણ મારે ત્યાં હવે જલદી જવું જોઇએ. આવો વીચાર કરે છે

એટલામાં સુક્રાંતી આવ્યો, વીક્રાંતી પોતાના સર્વ દીવ્ય તેજ ગુમાવવાથી નીસ્તેજ થઈ પડી ગયો, આનું કારણ જાણવા માટે સુંદરીએ પેલો દંડ ધારણ કર્યો કે તે સર્વ બીના સમજી જેથી પોતાના દંડના પ્રતાપે વીક્રાંતીને શુદ્ધિમાં લાવી સુક્રાંતીને વીનવીને તેનું દીવ્ય તેજ પાછું અપાવ્યું અને શુધ્ધ પ્રેમ અને સાચી સ્ત્રી તરીકે આ દીવ્ય લોકમાં તે પ્રસીદ્ધ થઈ.



# પ્રકરણ ૮ મું.

## કંદ્રાક્ષ અથવા પુષ્પ ગુફામાં શ્રીદેવીના શ્રાપનો ઉદ્ધાર.

વાંચક ! આપણે ચોથા ભાગમાં તીલસ્માતી મહેલનો નાશ થયા પછી શ્રી દેવીને શકતીએ જે રસ્તે દોરીછે અને જયાં શ્રી દેવીનું અભીમાન સત્યસ્વરૂપે એટલે તેના હૃદયના ભાવથી સમજાય એવી રીતે નાશ થવાનું છે, ત્યાં શ્રીદેવીનું પુર્વ વૃતાંત જાણવા માટે આ પ્રકરણમાં આપણે જે જોવાનું અને જાણવાનું છે તે પર ધ્યાન આપવા તને આમંત્રણ કરૂંછું.

આપણે ચોથા ભાગમાં જે કંદ્રાક્ષ રાક્ષસના વનમાં પોતાના શ્રાપનું નીવારણ કરવા શ્રીદેવી ગયેલી છે તેની તરફ આપણે જઇએ છઇએ.

જવાળામુખી પર્વતની એવી રચના છે કે, જયાં સુધી તે પહાડ ન ફાટયો હોય ત્યાં સુધી તે નંદનવન જેવો અલોકીક આનંદ દેનારો દેખાય છે. કારણ જમીનની નીચેનું શીત ઉષ્ણતાથી ઉછળતું ઉપરને ઉપર આવતું જાય છે આથી આ પર્વત દરેક પર્વતની વનસ્પતી કરતાં નવપલ્લવ શ્રંગાર ધારણ કરે છે. શ્રીદેવી શકતીની આજ્ઞા પ્રમાણે આ જવાળામુખી તરફ આવી પહોંચી આ જવાળામુખીનું દર્શનકરતાં શ્રીદેવીને તો અલૌકીક આનંદપ્રાપ્તથયો અને એજ આનંદમાં નીમગ્ન બની એ જવાળામુખીની લીલવણી ભુમીપર ચાલવા લાગી, પરંતુ કુદરતના કાર્ય કરતાં તેનું અનુકરણ કરનાર જાદુગરો અને અસુરો પોતાને ધારેલે વખતે ફેરફાર કરી

શકે છે. આ શ્રીદેવી જયારે પહાડપર ચડવા લાગી તે વખતે શુ જાણે કંદાક્ષની કળાથી કે પછી કુદરતના કોપથી પણ એ જવાળા મુખી પર્વતનું શીખર ફૂટી ગયું, જયારે જવાળામુખી ફાટેછેત્યારે શું હાની થાય છે, તેના અનુભવી એ પ્રદેશના માણસોજ તે વ્યાધી જાણે, આ જવાળામુખી પર્વત ફાટવાથી આજુબાજુ જે વીનાશ થયો. તે સહેજમાં નજર કરતાં શ્રીદેવીનું હૃદય અકળાઈ ગયું, અરે અરે ! ! આ શો વીનાશ !!! આ સ્થળ જોવા માટેજ કુદરતે ઉત્પન્ન કરયું છે, ત્યારે તેની દયા કયાં છુપાઈ ગઇ, ખરેખર આ કાંઈક કર્મના ફળ અને સૌ સૌના કર્મનો બદલોજ છે. અરે ! હું રાજ કુમારી! મારી આ શી સ્થીતી. મારા કર્મ અનુસારે જે સૌંદર્ય રાજ્ય દેહ અને શૌર્ય શકતી પ્રાપ્ત થઇ હતી તે કયાં હરાઇ ગઇ ! અહા ! કુદરતના સંયોગને કોણ જાણી શકે ? પણ આ હું કયાં ચકડોળે ચડી ? આ જવાળામુખીના અગ્નીની આહુતીમાં કેટલા પ્રાણીઓ રીબાય છે ! એ જોઇ નથી સકાતું ! સહન નથી કરી શકાતું ! પણ હું અબળા શું કરૂં ? હા અત્યારે અબળાજ છું ! શકતી દેવીના શ્રાપની અગાઉ સબળપણાનું જે અભીમાન ધરાવતી હતી તે અત્યારે કયાં છે ?

આ વીચાર શ્રીદેવીના સમીપ દેખાવ અને હૃદય વીચારથી ચાલતો હતો એટલામાં એ જવાળામુખીનો ધગધગતો રસ તેના પગમાં રેલાયો,શ્રીદેવી ગભરાઈનાસવા પ્રયત્ન કરયો પરંતુ કુદરતી ઝડપ આગલ માણુસ કોણ માત્ર છે? છતાં ઈશ્વરી દયા સંસ્કારી બક્ષીસ એ કાંઇક અદભુત વસ્તુ છે, આ ઈશ્વરી દયાથી શ્રીદેવીને

આ ઉકળતા રસમાં કાંઈ અડચણ ન થઇ એટલુંજ નહીં પણ એ ઉકળતા પહાડપર એક લીલવણી છવાયેલો ટુકડો દેખાયો. આ જોઈ શ્રીદેવીનું અભીમાન રજેરજ ગલી ગયું, આ સમયે શકતીના વચનનું સાર્થક થયું. આવી નીર્મળ અને નીવૃતી દશા શ્રીદેવીએ પ્રથમજ અનુભવી. ઉકળતા રસમાં કાંઇ પણ અડચણ ન થવાથી આગળ ચાલવા પ્રયત્ન કર્યો, અને એ પ્રયત્નને જાણે કોઇ છુપી શકતી સહાય કરતી હોય તેમ તેના પગ ઝડપથી ઉપડવા લાગ્યા.

લીલવણી જેવા દેખાતા પ્રદેશમાં પહોંચી ગઈ.આ એક અપુર્વ પરંતુ ચમત્કારી સ્થાન હતું, ખારા સમુદર પાસે મીઠુ સરોવર, એ દૃષ્ટાંત આથી શ્રીદેવીને સત્ય જણાયું આ અદભુત બગીચાનો કોઈ રક્ષક ન દેખાયો તે જોઇ શ્રીદેવી આગળ વધી, આવા અદભુત પ્રદેશપર લીલવણી જોઇ કોણ આશ્ચર્ય ન પામે ? એજ પ્રમાણે શ્રી દેવી બગીચામાં દાખલ થતાંજ એનું સૌંદર્ય જોઇ ભાનજ ભુલી ગઈ. રાજકુમારી કે જેને ઉત્તમ બગીચાઓનો ખાસઅનુભવ છે, ઉત્તમ જાતીના પુષ્પ વૃક્ષો જેણે પોતાની લાગણીથી ઉછેર્યાં છે તે આ પારીજાતક પુષ્પની અકેક પાંખડી એ વૃક્ષનું અકેક પાન અને આ બગીચાનું અકેકી રજકણ કાંઇક અદભુત ભાસ કરાવતા હતા, શ્રી દેવી સંશયમાં પડી, શું આ માયાનું સ્થાન અથવા જાદુનું કૃત્ય તો નહીં હોય ?,કારણ નહીંતર આવા અયોગ્ય સ્થળે આ શી વસ્તુ! કે જેનો સ્વાદ તો ઠીક પણ જેનું સત્ય વર્ણન પણ મેં આજદીવસ સુધી કાને સાંભળ્યું નથી, પણ નહીં, મારે શંકા કરવાની શી જરૂર? શકતીદેવી કે જે સર્વ સીદ્ધીનીધીને આપનાર અને ઉછેદ કરનાર

છે, તેણેજ મને આ સ્થાનમાં પ્રેરી છે, જો કે આ અપુર્વ સ્વર્ગીય સ્થળમાં અત્યારે રાક્ષસનો વાસ છે, તોપણ તે કાંઇ દીવ્ય સ્થાનક જ છે, એમ મારૂં મન ખાત્રી આપે છે.

અરે પણ આ અત્યુત્મ વાસમાં આ ગુફા કેવી! હા ! તેમાં કોઈ દીવ્ય આત્માનો વાશ હશે? પણ નહીં, હા યાદ આવ્યું. એજ ગુફામાં શકતી દેવીના તીરથી વી ધાયેલો કંદાક્ષ રાક્ષસ પડેલો હશે. ચાલ બીચારાને એ દુ:ખથી મુકત કરૂં, એના આત્માની મુકતી તે શ્રી શકતીદેવીએ જયારે સ્વહસ્તે તીર મારયું ત્યારેજ થઇ ગઇ, એ નીસંશયછે. આમ વીચાર કરતી નીસંશય થઈ એ ગુફામાં પ્રવેશ કર્યો ત્યાં મહોટા પહાડ સમાન અંગવાળો પરંતુ દરેક અંગ જેના કોમળ છે, એવો કંદ્રાક્ષ રાક્ષસ દેખાયો શ્રીદેવી આ અદભુત સ્વરૂપ જોઇ ડર અને આશ્રય મોશ્રીત ભાવથી જરા દુર ઉભી રહી પણ સ્પષ્ટ વીચારની યાદદાસ્ત આવતાં તેના શરીર પાસે જઈ તીર કયે સ્થળે લાગેલું છે તે જોવા લાગી, જે સ્થળે તીર લાગેલું હતું ત્યાં લાલ ( સીંદુર ) જેવા રંગનો ડાઘ પડયો હતો, પરંતુ લોહી અગર અંગનું ભાંગવાપણું કાંઈ દેખાયું નહીં. શ્રીદેવીએ વીશેષ વીચાર ન કરતાં તે તીર જલદી ખેંચી કાઢયું. તીર નીકળતા એ રાક્ષસનો આત્મા દેહ છોડી નીકળી ગયો. ' અહા ! કેવી વજ્ર મય પહાડ જેવડી દેહ ! પણ શ્વાસ નીકળી જતાં જડ વસ્તુ બની ગઇ! વાહ ઈશ્વર તારી લીલા અજબ છે. હવે વધારે વીચાર ન કરતાં ચાલ મારી મોક્ષ ગતી શોધું, એમ વીચારતી કંદરાની શોધ કરવા આગળ ચાલી.

ગુફાની અંદર બહાર નીકળવા દરવાજા તરફ ચાલી પરંતુ જયાં દરવાજો હતો તે સ્થળે ઘોર અંધારૂં છવાઈ ગયું. પ્રકાશ કરી ચોકસ નજર કરવા માટે પણ કાંઇ સાધન નહોતું, આમ અચાનક આવી પડેલી અગવડથી ઘડીભર ગભરામણમાં પડી ગઈ, મુખમાંથી નીશ્વાસ નીકળી ગયો, અરે ઇશ્વર! આ દેહ માથે હજુ શું શું વીતવાનું બાકી રહયું છે. ભાવી ભાગ્યદાતા હજી આમ શાંતીથી દુરને દુર કેટલેક ખેંચી જવા માગે છે, આટલું બોલતાં શ્રીદેવીનો અભીમાન તદન ગળી ગયો, અભીમાન ગળા જતાં કાંઇક શાંતી થઈ, અને શાંતી થતાંજ એક અપુર્વ ખ્યાલ આવ્યો કે માણસ સુખ કોને કહે છે સુખ અને દુગ્ખ એ શબ્દોનો ખરો અર્થજ હું કાંઈ સમજી શકી નથી, અને તેથીજ આવા પ્રસંગો મને દુખઃ લાગે છે.

... ... ...સુખ દુખ રહીત ન કોય
જ્ઞાની ભોગવે ધર્યથી, ને મુરખ ભોગવે રોય.

દીવસ અને રાત્રી એ બે પાસાથીજ આખો દીવસ ગણાયછે. રાત્રીથી નારાજ થનારા એ દુખદ રાત્રીને ટુંકી ઓછી અથવા સમુળગી નજ હોય એમ કરવા ચાહે તેટલો પ્રયત્ન કરે, તોપણ રાત્રીનો સહજભાગ પણ ઓછો થનાર નથી, તેમજ સમુદ્રમાં આવતી ભરતી ઓટ, ચંદ્રની ઉતરતી ચડતી, જયાં સુધી દુનીયાની બીજી બધી હયાતી છે. ત્યાં સુધી એ ચાલુ ગતીમાં ફેરફાર કરવા કોઈ પણ સમર્થ નથી. તેમજ માણસ પોતાની જીંદગી એટલે ધારણ કરેલી દેહના કર્મ ભાવના અનુસરે યોજાયેલા સુખદુખના બંને પાસામાં કાંઇ પણ કમતી કરવા શકતીવાન નથી." એ ખ્યાલથી

શ્રીદેવીને નવી હીમત આવી. એ હીમત દેનાર આત્માના પ્રકાશથી ભકિતભાવ સ્પુર્યો અને એક ધ્યાનથી શકિતનું ધ્યાન ધરવા લાગી. આવી અજબ ધુન અને લાગણી શ્રીદેવીના અંગમાં કદી પણ ઉત્પન્ન થઈ નહોતી. જો કે શકિત દેવીનું ગમન અત્યારે શ્રીદેવી તરફ અનુકુળ નહોતું છતાં પ્રેમનું અગાધ આકર્શણ જડ વસ્તુને પણ ખેંચી લાવે છે, ત્યારે દીવ્ય સ્વરૂપ દયાળુ શુધ્ધ સતચીદ શકિત શ્રીદેવીના આધ્યાનને કેમ વીસારી શકે. શ્રીદેવીને ધ્યાન ધરતાં બે ઘડી થઇ હુશે એટલામાં તેના હૃદયમાં એક જળહુળ જયોતી પ્રગટી અને તેનો પ્રકાશ આખા અંગમાં છવાઈ રહયો. આ પ્રકાશથી શ્રીદેવી ઘડીભર આશ્ચર્ય અનુભવનારી પરંતુ દૃષ્ટીમાં મુર્છા જેવી દશા ભોગવવા લાગી, શ્રીદેવીનાં હૃદયની પ્રસનતા તેના મુખપર તરી આવી, પરંતુ એ મુખપરનો પ્રકાશ જોવા અત્યારે કોઇ હાજ નહોતું, એકની એક વસ્તુ પછી તે ચાહે તેવી અજબ અગર પ્રીતી રૂપ હોય તોપણ લાંબો વખત જોવાના અભ્યાસથી સાધારણ થઈ જાય છે. તેમ આ અદભુત પ્રકાશ જોતાં જોતાં શ્રીદેવી શાંત થઇ. શાંત સ્વરૂપથી ધ્યાન કરતાં, તે હૃદય ચક્ષુની સામે શકતી દેવીની મુર્તી દેખાઈ, તેને નમન કરતાં શ્રીદેવી ગદગદીત બની ગઈ. શકતી દેવીએ હાથ લાંબો કરી આશ્વાસન આપ્યું અને સામે ચાલવા ઇસારત કરી, એ ઈસારતની દીશા તરફ શ્રીદેવા બંધ આંખે ધુનમાં ને ધુનમાં ચાલવા લાગી, રસ્તામાં શું શું આવી ગયું તેનું કાંઇ પણ ભાન ન રહયું. એટલામાં અચાનક તેના પગને કાંઈક અથડાતાંજ આંખ ખુલી ગઈ અને શકતીદેવીનું સ્વરૂપ હૃદયમાંથી ગુમ થઇ ગયું.

શ્રીદેવીનો પગ જયાં અથડાયો તે આ ગુફાના દરવાજાનો ઉમ્મર હતો.

વાંચનાર ! શ્રીદેવી આ ગુફાનો દરવાજો શું ભુલી ગઈ હતી કે શું દીશા ચુકી ગઇ એટલે ભ્રમીત થઈ ગઈ હતી ? ના, તેમાંનું કાંઇ ન હતું. આ ગુફાની બનાવટજ એવી હતી કે તેમાં જે દરવાજેથી કોઇ દાખલ થાય તે દરવાજો બંધ થઈ જાય, અને તેની પાછળના સાત ગુફાઓની પેલીપારનો દરવાજો ખુલી જાય. આ રચનાથીજ કંદ્રાક્ષ રાક્ષસ આ પારીજાતક ઉપવનમાં મહાલતો હતો. આ રચનાથી ગાંધર્વ જક્ષ કીનર અને કેટલાક અલ્પ શકિતવાળા દેવ આ રાક્ષસ ને હાથે ફસાઈ જતાં હતાં, જેથી આજ દીવસ સુધી આ ઉપવન તેનેજ સુખદાતા થઇ પડયું હતું. પરંતુ દેવની સભામાં આ હકીકત જાહેર થયાં પછી શકતીએ સર્વને નીરભય રહેવા જણાવ્યું અને તેનું ભવીષ્ય જે હતું તે આપણે શ્રીદેવીની સાથે રહીને જોયું.

હવે આ ગુફાની બહાર નીકળતાં શ્રીદેવી આનંદીત બની ગઈ, શ્રીદેવીનો આ આનંદ હમેશ જેવો રાજયાનંદ, સુખાનંદ, કે મનુષ્યોનો અલ્પાનંદ નહીં, પણ શકતીદેવી તરફની ભકતી મય પ્રેમાનંદ હતો. આ પ્રેમાનંદ ધુનમાં તે આગળને આગળ ચાલી. જયારે માણસને જ્ઞાન થવાથી ( સુમુક્ષુ ) જ્ઞાની થાય છે. ત્યારે તેની કૃતી વૃતીમાં ફેરફાર થઈ આગળ વધવાને લાયક થાય છે, આ પ્રમાણે શ્રીદેવીના સંસ્કારી ઉત્તમ ગુણો પાપ નાશ થવાથી સત્સંગ ને બળે ઉપર તરી આવ્યાં, અને કોઇ પણ વૈરાગ્યવાન, જ્ઞાનવાન, કે યોગ્ય સમૃદ્ધીવાનની પરીક્ષા આ સાદી રીતીથી સહજ કરી

શકાય છે. એ વાત ચોકસ લક્ષમાં રાખવા માટે મારા વાંચક બધુને મારી ખાસ વીનંતી છે.

શ્રીદેવી ગુફાને પાર કરી પારીજાતક ઉપવનમાં આવી, ત્યાંનો આનંદ તેને ઘડીભર પ્રેમાંનંદથી વીમુખ કરતો હતો, તો પણ એ દીવ્ય સુગંધીથી શ્રીદેવીના સંસ્કાર ઉત્તમપણાને વધારતા હતા, શ્રીદેવી આ મોહક પુષ્પવન અને પ્રેમ સુમન એ બંનેની મીશ્રીત સુગંધની ધુનથી ઘેરાતી આંખે આગળ ચાલી. 'અતી સર્વત્ર વર્જયતે. તેમ અતી સુખમય વસ્તુ પણ હૃદયને ઘેરી બેશુધ્ધમાં ખેંચી જાય છે, આ સ્થીતીમાં અચાનક કંદરાના સ્થાન પાસે આવી ચડી જો કે રસ્તામાં અનેક ચમત્કાર થયા, કે જે ચમત્કારમાં શુધીવાળુ' કોઇ પણ પ્રાણી આશ્ચર્યથી અટકયા સીવાય રહે નહીં. પરંતુ આ શ્રીદેવીની અલક્ષ ધુન એ તેને કયાંય પણ ખમચાવા માટે બનતા કારણથી બચાવ કરનાર શકતી દેવીની કૃપાજ હતી, કંદરાની ગુફા આ આખા વનમાં મધ્ય ભાગમાં હતી, એ ગુફાની રચના નીચે જવાળામુખીનું ઉત્પતી સ્થાન હતું, જેથી આ ગુફાની હવા કાંઇક વીચીત્રજ હતી. એ હવા કોઈ પણ પ્રાણીને બેશુધ કરી નાખતી હતી, આ સ્થળે શ્રીદેવી પહોંચી છતાં તેને એ હવાની કાંઇ અસર થઇ નહીં તેનું કારણ આપણે ઉપર જાણી લીધું છે.

કંદરાના કંઠના મધુર આલાપને આ હવાના પડછંદા સમયને અનુકુળ રસમાં (લીન કરતા હતા) એમ નહીં, પણ એ રસ તેની સામે હૃદયમાં ખડો થઈ તેના અનુભવમાં મસ્ત થઇ ભ્રમીત થઇ ચકડોળે ચડેલા એ ઝરતા રસની રમત રમવા કુદી પડતાં હતાં

આ સ્થળના રસને વીસ્તારવાની આટલી ગતી છતાં શ્રીદેવીને એની અસર ન થઈ તેથી કંદરા તો શું પણ શ્રી મહેશ જેવા પણ શ્રીદેવીના આ ધૈર્યથી અજબ થાય. પરંતુ કંદરા તો આ સ્થાનની રહેનારી પોતે રસરૂપ અને આ રસને હમેશાં હીલોળે ચડાવી નચાવનારી શ્રીદેવી જેવા પાત્રની ધૈર્યની ઉત્તમતા શીરીતે સમજી શકે? શ્રીદેવી જેમ જેમ આગળ વધતી ગઈ, તેમ તેમ હૃદયની ધુનમાં આ રસના ઝરણુના છાંટા ભીંજવવા લાગ્યા, શુધ પ્રેમની મસ્તી સહજ ઉતરી તેમ તેમ આ જીવીત રસનું સૌંદર્ય તેની સમીપ દેખાવા લાગ્યું.

આ મુર્તી રૂપ રસને જોતાં છતાં જાણે કોઈ આ રસીક અજબ વસ્તુ હોય તેમ શ્રીદેવી તો આગળજ વધી. કંદરાની રસમાં છવાયેલી દેહને, દેવીના આત્મામાંથી ઝરતા અન્ય પ્રવાહુથી એ રસ કાંઈક નરમ અસરકારક લાગવાથી ધ્યાન બદલાયું, સામેથી આવતી શ્રીદેવીની બેડોળ મુર્તી જોઇ પ્રથમ તો ચમકી ગઇ. પરંતુ પુર્વ સંસ્કાર યાદ આવતાંજ પાછી શાંત બની ગઇ, શ્રીદેવી કંદરા પાસે આવી પહોંચી, કંદરા અને શ્રીદેવી સમીપમાં એક દ્રષ્ટીએ જોઇ રહયાં, કોઈની દ્રષ્ટી કોઈને અસર કરી શકી નહી. પરંતુ શ્રીદેવીનું ગળેલું અભીમાન અને પોતાની બદસ્વરૂપ મુરતી આવતાંજ શરમથી નીચું જોઇ ગઇ.

કંદરાને તેની પુર્વ સ્થીતી પુર્ણ યાદદાસ્તમાં ચડવાથી શ્રીદેવીની આ દશાપર બહુ દયા આવી ગઈ, તુરતજ ઉભી થઇ, શ્રીદેવીનો હાથ પકડી પોતાના આસન પર બેસાડી સવાલ પુછયો, 'શ્રીદેવી આપ અંહી આપના ઉધાર અર્થે આવી પહોંચ્યા એ જોઇ મને અતી સંતોષ થયો છે."

**શ્રીદેવી**-સ્વર્ગની અપ્સરા, કે શકિતઓની સહોદરી કે માયા પોતેજ, આપ કોણ છો? તે જાણુવા ઇચ્છું છું, આપની અદભુત શકતી પાંસે હું મારી આ હાલત પણ વીસરી જાઉંછું.

**કુંદરા**-તમારાથી હું કોઈ પણ દરજે ઉત્તમ નથીજ.

**શ્રીદેવી**-એ આપના વીવેકી અને ઉત્તમ હૃદયનું મુલ્ય દેખાડનારા શબ્દો છે.

**કુંદરા**—નહીં નહીં શ્રીદેવી આ સ્થળે હું જુઠો વીવેક કે આત્માની જેટલી શકતી હોય તેથી નીચે દરજે વર્ણવી સામાના દીલને ઉત્તમતા કદી પણ બતાવતી નથી, આ મારી સ્થીતી ઉપરથી જુઓ છો. પરંતુ મારી અંતર અવસ્થા જુદીજ છે.

**શ્રીદેવી**—ત્યારે તો આ સ્થળને અને આપની સાત્વીકવૃતીને માન આપી મારે કહેવું જોઈએ કે મને મારૂં પુર્વવૃતાંત સંભળાવો.

**કુંદરા**—એજ શકતી દેવીની આજ્ઞા તારા આત્માને અભીમાનના અંધકારમાં નીવૃત કરવાની સુચના. વાહ શકતી દેવીની દયા! તારીપર વીશેષ છે.

**શ્રીદેવી**—એ લાયકાત.

**કુંદરા**—નહીં નહીં એ વીષે હું પ્રથમજ કહી ગઇ કે વીશેષ વીવેક અને પારકી ઉત્તમતાને વધારે વર્ણવા તરફ આ આત્મા અભાવ ધરાવે છે. જેથી મારી વૃતી પ્રમાણે હું તમારૂં વૃત્તાંત કહું છું તે સાંભળો.

## ( શ્રીદેવીનું પુર્વ વ્રતાંત. )

વાંચક ! ચીત્રનગરીમાં ગુણનીધીની પુર્વ દેહ જે રાજા સ્વરૂપે હતી, અને કળા વીલાસ નામના તેના પીત્રાઇ ભાઈને હાથે તેનો નાશ થયો છે, અને એ રૂણ અને સંસ્કારથી આ ભવમાં કળાધર જાદુગર અને ગુણનીધીની વીરૂદ્ધતા આપણે જોઈએ છઇએ તે આપણે છઠા ભાગમાં કળાધરના પુર્વ વૃતાંતમાં વાંચી ગયા છઈએ, તે તને યાદ હશે, ચીત્રનગરીના રાજાને ત્રણ રાણીઓ હતી, તે ત્રણે રાણીઓ જુદા જુદા સ્વભાવની હોવાથી એક બીજીમાં વેર ચાલતું હતું, જોકે રાજા તો વીદેહી યોગી હતો, તોપણ દુનીયાના દેહના કર્મ ભોગવવા એ ત્રણે રાણીઓને રાજી રાખવા પ્રયત્ન કરતો હતો. આ રાણીઓને આપણે આ ભવમાંના નામથીજ ઓળખશું. કંદરા રાજાની યોગવીદ્યામાં મદદગાર હતી, કારણ તેને બાળપણથી જ વીદ્યા અને જ્ઞાન એ વસ્તુપર લાગણી બંધાઈ હતી.

યોગ્ય ઉમરે યોગ્ય સબંધ બંધાવાથી એ તેના હૃદયમાં રહેલું બીજ વૃક્ષરૂપે થયું, આથી કંદરાનો અને રાજાનો જો કે નીસ્પ્રહી પ્રેમજ હતો તોપણ શ્રીદેવી નામની રાણી કે જે ફકત શ્રંગારમાંજ આનંદ માનતી હતી, તે કંદરાને શોક ભાવથી વૈરીરૂપે જોવા લાગી. ત્રીજી રાણી કોકીલા સમાન ભાવની અને ફકત નીતીનેજ ચહાનારી હતી તેના કર્મો બધા શાસ્ત્ર અનુસારે ઉત્તમ હતા, જ્ઞાન કરતાં તે વૃત, નીયમ, અને દેહને દમવાના અલ્પ તપ જેવા પ્રયોગ કરતી હતી, તેને ફકત સંસારીક નીતીજ વહાલી હતી, પતીવૃતા ધર્મ એ એનો મુખ્ય હેતુ હતો, અને ઉપર જણાવેલા વરત નીયમો આદી

પણ ફૂકત પતીવરતાને છાજતાંજ હતાં, તોપણ દયાની લાગણી વીશેષ હોવાથી કેટલાક સાધુ સંત બ્રાહ્મણ, અને ગરીબ જન સમાજ તેનો આશ્રીત હતો, આ વરતીથી શ્રીદેવી તેની મશકરી કરતી, પરંતુ કોકીલા કે જે એ ત્રણે રાણીઓમાં પુરતી સ્વરૂપવાન હતી, તેનીપર શ્રીદેવી જોકે સહેજ બળતી પરંતુ યોગ સાધનાને લીધે રાજાનો મેળાપ લાંબો વખત ન થતો, તેથી કોકીલા સાથે બાળ ખ્યાલની ગમત કરવા જતી, કોકીલા મુગ્ધ ( બાળક ) ઉમરની હતી છતાં, પ્રૌઢાના ગુણોથીજ અલંકૃત હતી, શ્રીદેવી જયારે જયારે દવેષ ભાવથી બળતી અને તે શ્રંગારીક પ્રીયમાન માનવંતી નાયકા હોવાથી તેના લાડ પુરા કરી તેને સત્ય રસ્તે ચલાવવા કાબુમાં રાખવામાં કોકીલા પુન્યતું કામ અને પતીવ્રરતા અને પતી તરફનો ધર્મ સમજતી હતી, આથી શ્રીદેવી સાથે એકાંતમાં તેની શ્રંગારીક વરતી પ્રમાણે ખેલી ખેલાવી આનંદીત બનાવી પટાવી રાખતી. આ ભાવથી શ્રીદેવી કોકીલા તરફ વધારે આકર્ષાતી ગઇ.

કોકીલામાં તે અજબ સ્વરૂપ અને સામર્થ્ય માનવા લાગી, કોક દેવની વીધાની પ્રવીણ સંસારના સર્વ ભેદને જાણનારી કોકીલા શ્રીદેવીને શ્રંગારીક મસ્તીમાંથી મુકત કરે તો પછી શ્રીદેવીનો અલ્પ આત્મા એને કાં વશ ન થાય, આ ત્રણે રાણીઓની આ સ્થીતી હતી.

રાજાએ જયારે દેહ ત્યાગ કર્યો ત્યારે આર્યરૂઢી પ્રમાણે એ ત્રણે રાણીઓ સતી થઈ, અને આ અવતારમાં તો આપણે તે સર્વને આપણે જોઈ.

શ્રીદેવી આ પુર્વ વૃત્તાંત સાંભળી સડકજ બની રહી, પરંતુ તેના મનમાં કેટલીક શકા રહી ગઈ તે પુછવા માટે વીચાર કરતી કરતી હતી, એટલામાં તેના હૃદયના ભાવ સમજી કંદરા બોલી.

**શ્રીદેવી**–મારી આ ભવીષ્ય ભાખવાની શકતી આ રાક્ષસના વાસમાંમારો કેમ અવતાર થયો કોકીલા કોણ અને કયાં છે. વીગેરે વીગેરે તારા મનમાં ઘણી શંકા રહી ગઇ છે, તે હું જાણું છું, પરંતુ એ સર્વ બાબતનો યોગ વખતે એની મેળે ખુલાસો થશે. આથી વધારે હું હમણા કહી શકતી નથી.

**શ્રીદેવી**–મસ્તક તેની આ અદભુત શકતીથી તેના ચર્ણ તરફ નમી ગયું, આ જોઇ કંદરાએ કહયું કે, બ્હેન ! નીરભય થા ! ઉંડાણમાં ઉતરી વીચાર કરવાની કંઇ જરૂર નથી. પ્રસંગે પ્રસંગે તારા તે વીચારો નીરમુલ થતા જશે. અને સરવે પ્રત્યે તારો પુર્વનો પ્રેમ પૂરીને સચોટ થતો જશે,



# પ્રકરણ ૧૦ મું.

## કામરૂ દેશમાં કોકીલા અને શ્રીરંગા.

ચોથા ભાગમાંથી તીલસમાતી મ્હેલમાંથી મહા શકતીની આજ્ઞાનું અનુકરણ કરવા કોકીલા નીકળેલી છે. તે વાંચક આ પ્રકરણમાં ખ્યાલમાં રાખજે.

કાળજા સારી આરપાર નોકળી જાય એવી ઠંડી હવા ફુંકાય છે. શીત કટીબંધ પ્રદેશની શીતળતાથી અને ઘણી વધારે શીતળતા વાળો આ પ્રદેશ નૌતમ ભરતખંડ પ્રદેશમાં સોંદર્ય સ્થાન અને મહાકળાથી કેળવાયેલો શ્રેષ્ઠ મણીરૂપ કામરૂદેશના નામથી અને કામથી તેમ સોંદર્યથી ઓળખાય છે.

વાંચક ! જુના જમાનાની કેટલીક અદભુત વાર્તાઓમાં કામરૂ દેશ મહા પ્રખ્યાત અને શ્રંગારપદેશની રાજયધાની રૂપ છે.

આ પ્રદેશની સો સો ગાઉ સુધીની હદ જાદુઈ કળાથી ઘેરાયેલી છે. આ પ્રદેશમાં દાખલ થવું તો કદાચ કોઇ કોઇને સહેલ થઇ પડે છે. પરંતું ત્યાંથી પાછું બહાર નીકળવું કેટલું મુશકેલ છે, એ માટે જીંદગાના અંત સુધી વીચીત્ર સ્થીતીમાં કેદ રહેવું. એટલુંજ એના સ્વરૂપનું ભાન કરાવવાને પુરતું છે,

આ પ્રદેશની ભુમીપરની એટલી બધી શકતી કયારે અને કયાંથી ઉત્પન્ન થઈ તેનો ઇતીહાસ ઘણાં પુરાના જમાનાઓનો છે. જેથી તેની સઘળી નોંધ આ સ્થળે દાખલ થવી અશકય છે. પરંતુ એટલું તો ખરૂંછે કે કેટલાક હજાર વર્ષો થયા તે પ્રદેશમાં સ્રીઓનુ

રાજય, સ્ત્રીઓનીજ સત્તા, સ્ત્રીઓમય પ્રજા અને સર્વ કાંઈ અધી કાર ધરાવતો સ્ત્રીઓનોજ વરગ છે, જો કે કેટલાક પુરૂષો આ અદ્દ ભુત દેશમાં છે, છતાં તેઓ વીર્યહીન ( બાયલા ) શકતીહીન ( બી કણ ) અને ફૂકત ઘરના ખુણામાં ભરાઇ રહી ઘરકામ સંભાળનારા છે. અને એવા છતાં પણ ગણ્યા ગાંઠયાજ પુરૂષો હૈયાત રહે છે.

આ દેશ માટે એક એવી દંતકથા કહેવાય છે કે, રામાયણ સમયે જયારે રામ રાવણને મારી લંકાનું રાજય વીભીક્ષણને આપ્યું, તે વખતે લડાઇમાંથી નાશી ગયેલા કેટલાક રાક્ષસો ફૂરીથી લંકામાં દાખલ થઇ કાંઇક પણ તોફાન ન જગાવે એ માટે હનુમાન કે જેની શકતીથી રાક્ષસો ત્રાહય પોકારતા હતા, જેણે એક વખત પુછડાથી લંકા સળગાવી હતી' અને જેની ગતી અનેક રાક્ષસોને ફૂકત એક સપાટામાં પટકી નાખતી હતી, તે હનુમાનની ત્રાડ ( હાંક ) સાંભળતાં રાક્ષસોના બંધ નરમ થઈ જતા અને તેઓ લંકાની નજદીક ન આવે માટે હનુમાન દરવરસે એવી એક ત્રાડ મારતા જેથી તેનો અવાજ સાંભળી રાક્ષસણીઓ એટલી ગભરાઇ જતીકે તેના પેટમાં રહેલા ગર્ભો સ્ખલીત થઇ નાશ પામતા હતા, આ ત્રહાડ જે પુરૂષના કાનમાં દાખલ થતી તે પુરૂષ વીર્યહીન થઇ જતા હતા.

આ કામરૂદેશ શીત કટીબંધ પ્રદેશ છે. જુની લકાનો અને આ દેશમા અંતર એટલોજ છે કે એ હનુમાનની ત્રાડ દર વરષે આ કામરૂદેશમાં સંભળાતી અને તે ત્રાડ સાંભળી તે પ્રદેશ પરના

સઘળા પુરૂષો વીર્યહીન થઈ જતા, આવા પુરૂષોને ત્યાંની સ્ત્રીઓ જાનવર તરીકે ઉપયોગમાં લેતી હતી, જે વખતે એ ત્રાડ સંભળાય તે દીવસે આ કામરૂદેશ પુરૂષ વીનાનો થઇ જતો, ત્યાર પછી સ્ત્રીઓ પોતાની કામ વાસના પુરણ કરવાને નવી નવી યુકતી અદભુત કળા અને ચમત્કારી જાદુઈ શકતીથી એ પ્રદેશની આજુબાજુથી નીકળતા મુસાફરોને ફસાવી આ પ્રદેશમાં લાવતી અને જે જે સ્ત્રી જેજે પુરૂષને લાવી હોય તેને એક વરસ દીવસ સુધી પોતાના પુરૂષ તરીકે ભોગવતી તેમ તેની કેટલીક ખુસામત કરી પોતાના સ્વારથ માટે અનેક યુકતીથી રોકી રાખતી.

આ સ્ત્રીઓ સ્વારથમાં એટલી બધી અંધ બનેલી છે કે તેઓ હનુમાનની ત્રાડનો દીવસ જાણતા છતાં તે પુરૂષને એક દીવસ તો શું પણ એક પળ પણ તજી શકવાની ઉદારતા અથવા દયા ધારી નહોતી શકતી, જેથી તે બીચારા પુરૂષો આ ત્રાડની ભયંકર શકતીના ભોગ થઇ પડતા હતા એથી પણ વધારે નીદર્યતા આ સ્રીઓના રદયમાં વ્યાપેલી હતી, કોમળ કહેવાતી સ્ત્રીઓના હૃદય કેટલી ક્રુરતા ધારણ કરી શકે છે. તે આ ઉપરથી જણાઈ આવે છે. તેવા ચમત્કારી સુંદર દેખાતા પણ નઠોર હૃદયના અદભુત નમુનાનું આ પ્રદરશન હતું, એ પ્રદરશનના મુખ્ય અને ખાસ ચુંટી કાઢેલા નમુનારૂપ મલકાપુરી નામની નગરી હતી આ અદભુત સુંદર પરંતુ નઠોર રદયના ભુષણરૂપ નમુનાઓમાં મહાસ્થાને ઇનદુમતી નામની રાણી હતી, રાણી ઈન્દુમતીની જાદુઈ સત્તા આખા પ્રદેશને પોતાનાં

કબજામાં સહેલથીજ રાખવા સમરથ હતી જેથી આ ઈન્દુમતી આ જાદુગરી સ્વાર્થ અંધી સ્ત્રી પ્રજાની રાણી અથવા જાદુવીધા સાધનાર શીષ્ય મંડળની મહાગુરૂ રૂપ હતી.

આ રાણીની સત્તા એટલી હતી કે, આ દેશમાંની પ્રજાની કાંઈ પણ મીલકત ગણાતી અને તેનો કોઇ પણ વખતે કાંઈ પણ ઉપયોગ કરવા શકતીવાન હતી.

આ વીચીત્ર ન્યાયની અધીકારી રાણીએ પોતાને માટે યોગ્ય પુરૂષ શોધવાને કેટલીક ખાસ જાદુઈ પ્રબળ શકતીમાન સ્ત્રીઓને રોકેલી હતી. છતાં આ પ્રદેશપરની કોઈ પણ સ્ત્રી કોઇ પણ પુરૂષને લાવવાને શકતીવાન થાય તો તે પુરૂષને એ રાણી પોતાને કબજે લેવા શકતીવાન હતી, આ રાણીની આટલી બધી સત્તાની જાલીમ ઘોંસરીને એવા પ્રદેશની સૌ પ્રજા ઘણી ખુશીથી ધારણ કરી રહી હતી, તોપણ જેમ દુનીયામાં થતું આવે છે તેમ ' ગુરૂથી ચેલા આગરા ' મોટા સત્તાધારીની અદેખાઇ કરનાર થોડી સત્તાવાળા પોતાનો સ્વારથ સાધવાની નેમમાં અંધ બની પોતાના ગુપ્ત પ્રપંચો રૂપ સૈન્યથી તેની સત્તારૂપ કીલ્લાના પાયાને ધીમેધીમે હચમ ચાવી નાખી કોઈ પ્રસંગ આવતા ખાસ વીશ્વાસઘાત કરી નાનો પરંતુ સમયને અનુકુળ સચોટ ફટકો મારી જમીનદોસ્ત કરી નાખવા શકતીવાન થાય છે.

આ પ્રમાણે દરેક નાની મોટી સત્તા માટે નાના મોટા સતાધા રીઓ વચ્ચે એ પ્રપંચ અચુક રચાયેલો છે, આ પ્રપંચી કળા આ

પ્રદેશની પુણુ સત્તાવાળી એક હતી. અને તે, આ સત્તા ધરનાર રાણીના પ્રદેશમાં પણુઘણુીજ ધીમી ધીમી ગતીમાં ચાલતી હતી, આ અદભુત ગતીમાન કયા કયા પાત્રો કેટલે દરજે આ પ્રબળ સતાવાળી રાણીના પ્રસંગમાં પ્રપંચ ચલાવી રહયા હતા. તે યોગ્ય પ્રસંગે જણાશે.

આ દેશની હદથી ૭૫૦ ગાઉપર આવેલા તીલસમાતી મહેલ નામના જાદુઈ મકાનમાં ગોઠવાયેલા જાદુઇ પ્રયોગમાં કેટલાક આ દેશના પાત્રો હતા. જેમ કોઇ સઈનીક પોતાની નોકરી જાન અરપણ કરવાની સરતે નીર્વાહ જેટલો પગાર લઇ નોકરી કરે છે. તેમ આ તીલસમાતી મહેલના માલેક મહામંત્રી પાસે આ દેશની કેટલીક જાદુઈ શકતીઓ એ મહામંત્રી પાસેની અદભુત શકતી હરણ કરવા અને પોતાના દેશને એ શકતીથી મજબુત કરવા તે મહેલના તીલ સમાતમાં મદદગાર થઇ હતી.

આ તીલસમાતી મહેલનો નાશ થવાની શરૂઆત થઈ ત્યારે કોકીલા શકતીની આજ્ઞા મુજબ ચાલી નીકળી. આ વખતે એકાદ બે શકતી તીલેસ્માતી મહેલના કેટલાક જાદુઈ ભાગ ટુટી જવાથી કામરૂદેશ તરફ જવા નીકળી હતી.

કોકીલાને મુસાફરીમાં સ્ત્રી કરતાં પુરૂષ વેષે વધારે ફાવ્યું હતું જેનો લાભકારી અનુભવ તેને યાદ આવવાથી આ વખતે મલ કાપુરી તરફ જતાં તેણે પુરૂષનો વેષ ધારણ કર્યો,

આ પુરૂષનો વેષ એક શોર્યવાન અને ઉતમ,ખાનદાનના ક્ષત્રી બીજ જેવો જણાતો હતો. જયારે કોકીલા આ વેશથી પોતાની મુસાફ્રરીમાં અડધેક સુધી પહોંચી કે તુરત તીલસ્માતી મહેલમાંથી છુટી થઈલી શકતીઓએ તેને જોઇ.

આ શકતીઓમાં પુરૂષ વેષે આ સ્ત્રી છે, એવી પરીક્ષા કરવાની શકતી હુતી, પરંતુ ત્યાંથી નાસી છુટવાના ગભરાટથી કે કોકીલાની વેષ ધારણ કરવાની ઉતમ કૃતીથી કે શકતીની છાંયારૂપ મદદથી તેઓને એ શકતી કાંઈ કામ લાગી નહીં, જેથી તે બંને

શકતીઓએ તો તેને પુરૂષજ ગણી, આ પુરૂષ કૃતી આટલી સોંદર્યવાન અને ખરેખરી વીર્યવાન ક્ષત્રીમુર્તી જોઈ તેઓને મહા આનંદ દાયક અને મહા મુલ્યવાન કીમતી વસ્તુનો લાભ થયો હોય તેમ હરખાઇ ગઈઓ.

તેઓમાંની એક શકતી બોલી બહેન જો કદી આ પુરૂષને રાણી ઇન્દુમતીના ચરણમાં ભેટ કરી શકવા આપણે શકતીવાન થઈએ તો આપણી આખી જીંદગીની મહેનતનો અંત આવી જાય, વળી એ રાણીનું પેલું જીવનદર્શન જાદુ પણ પાર પડી જાય. તો તે અં આખી દુનીયાના જાદુગરમાં પહેલા નંબરની સત્તા ધરાવનારી થાય તો આ કામમાં તો આપણે લાભજ લાભ

બીજી શકતી જે અત્યારે કાંઇ ઉંડા પાણીમાં રમતી હતી તેણે ટુંકમાં જવાબ આપ્યો, ' હા એમ તો ખરૂ '

**પેલી શકતી**-ત્યારે હવે આપણે આપણું સઘળું બળ અજમાવવાનો આ વખત છે ? આપણી આ કામ પાર ઉતારવાની શકતી પરજ આપણી જીંદગીનો સુખ દુખનો આધાર છે,

**બીજી શકતી**-ત્યાર અજમાવો બળ તેમાં વીચાર શું કરવો.

એટલું બોલી તે મનમાં કહેવા લાગી કે એકની મહેનતનું ફળ બીજોજ ખાઈ જાય ' એ નીતીને અનુસારે મારે આ ભોળીને ભમાવી એને હાથેથી મારી ઈચ્છા પાર પાડવી. એટલો વીચાર કરી તે બોલી ઉઠી.

' બહેન ત્યારે જલદી કર શુભ કામ માટે જેમ બને તેમ ઉતાવળ કરવી '

**૧ લી શકતી**-ફકત તારી સલાહ માટેજ હું આટલો વખત ખોટી રહી હવે તું પણ ચાલ મને મદદ કર,

**૨ જી શકતી**-' હા ખુશીથી ચાલો '

એટલી વાત કરી તે બંને શકતીઓ આકાશના વાતાવરણમાં અલોપ થઇ ગઇ.



## પ્રકરણ ૧૧ મું.

## સ્ફાટીક મેદાન.

આ મેદાન પર અત્યારે જે રોશની પડે છે તે નહીં સુર્યની કે નહીં ચંદ્રની, તે મધ્યમ ચાંદની રાત કરતાં ઘણીજ વધારે પ્રકાશવાળી અને સુર્યની રોશની ને તાપ જેમાં બીલકુલ નથી એવી વંદ્રાવનમાં ખીલેલી શરદ પુર્ણીમાની રાત્રીની સ્ફાટકભુમી જેવી સૌંદર્યવાન રસના છવાએલી છે, કોકીલા જે રસ્તે ચાલી આવે છે, ત્યાં તેણે પોતાને ચાલવાનો રસ્તો આ મેદાન પરથી જશે એમ જોયું.

કોકીલા સાથે એક બીજો પુરૂષ પણ વાતચીત કરતો દેખાય છે, એ પુરૂષ કેટલેક સુધી પાછળ રહી ગયેલ હતો, તે તેની સાથે ભળી ચાલવા લાગ્યો, તે બીજો પુરૂષ બોલ્યો ' કોક! આ આટલું બધું પ્રકાશમાન સ્થાન વળી કોઈ જાદુનો તીલસમાત તો નહીં હોય.

કોક-કદાચ એમ પણ હોય. કારણ આપણે ચારસો ગાઉ ચાલી આવ્યા, હવે મલકાપુરી અહીંથી સાડાત્રણસો કોસ રહી, જેથી તેની હદ જેમ પાસે આવતી જાય તેમ આવા વીચીત્ર જાદુઇ સ્થાનો આપણને વટવવા પડે તેમાં કાંઈ અજાયબી નથી, પણ રંગીન આ અજબ શોભા અત્યારે કાંઇક જુદીજ લાગણી ઉત્પન્ન કરે છે. એવો જે તારા હૃદયમાં ભાવ થયો તે કાંઇક સત્ય જણાયછે.

રંગીન—કોક! ખરેખર આ ભુમી તો અત્યારે શરદ પુર્ણીમાની નટવરની રાસલીલાવાળી સ્ફાટીક ભુમીનું ભાન કરાવે છે, એટ

લુંજ નહીં પણુતે પર પ્રકાશેલી ચાંદની કાંઈક રદયને પણ ઝળ ઝળાવે છે.

કોકુ-એ તારૂં કહેવું અક્ષરે અક્ષર ખરૂં છે.

રંગીન-પરંતુ આ વીલાસ સ્થાનથી ચેતીને ચાલવાની વધારે જરૂર છે.

કોકુ — એ બાબતની તું સર્વ ફીકર તજી દે, કારણુ જે મહા શક્તીનું કૃપારૂપી શસ્ત્ર મારી પાસે છે. તેથી એ સર્વથી બચાવ કરવાનુ સામર્થ્ય આપણે ધરાવીએ છઇએ. એ બોલ બોલતામાં તો કોકે સામી દ્દષ્ટી કરી તો એક ભયંકર ચીસ પાડી ‘ ગજબ ગજબ થાય છે. ધારેલા ધર્મની પત જાય છે. દોડ રંગીન દોડ.’

એટલું બોલતાં તેણે એક કુદકો માર્યો, અને રંગીનથી ઘણે દુર નીકળી ગયો. કોકીલાને આમ ચીસ નખાવનાર અને દોડ મેલાવનાર શું હતું ? તે હવે આપણે જોઈએ.

એક મહા શૌંદયવાન કુમારીકાને કોઇ આકાશમાંથી ફેંકી દીધી હોય તેમ અચાનક તેનું કોમળ શરીર પડતું દેખાયું. ‘ એ કુમારીકા નીચે પડતાંજ તે અફડાઈને ચોક્સ મરી જશે, એવો ભાસ કોકીલાને થતાંજ તેણે ચીસ પાડી, પરંતુ એટલામાં તો આકાશમાં ગમન કરનાર કોઈ પાંખોવાળો દેવ વેગથી તે કુમારીકા તરફ વળ્યો અને અધવચમાંજ એ કુમારીકાનો ચોટલો ઝાલી અધર લટકતી રાખી નીચે ઉતર્યો, આ કુમારીકાપર આટલો બધો

બળત્કાર વાપરનારના હાથમાંથી તેને એકદમ મુકત કરવા કોકીલા કે જેને હવે આપણે પણ કોક પુરૂષને નામથી ઓળખીશું તે દોડયો.

રંગીનને તેણે ઉતાવળે દોડવા સુચના કરી પણ કોઈ કુદરત સંયોગથી કે કોઇ કરામતથી કોક ઘણે દુર નીકળી ગયો અને રંગીન ઘણોજ પાછળ રહી ગયો.

પેલો રાક્ષસી દેવ તે કુમારીકાનો ચોટલો પકડી જમીનથી અધર લટકતી રાખી ક્રૂર હૃદયથી એક કટારી તેને મારવા ઉચકી. જેવો તેનો હાથ તે કોમળ શરીરપર પડે છે, એટલામાં એક અજગર ( એરણુ ) અચાનક દેખાઈ આવ્યો અને મુખ ઉંચુ કરી તે કુમારીકાને ગળવા લાગ્યો. એટલામાં કોક ત્યાં પહોંચી ગયો અને પેલા પાંખોવાળા દેવને કટારી વાળો હાથ પકડી રાખ્યો. પરંતુ એટલામાં એક ચમત્કાર થયો. પેલા અજગરે ઉંચો શ્વાસ ખેંચ્યો કે તુરતજ કુમારીકા સહીત પાંખોવાળો દેવ અને તેનો કટારીવાળો હાથ પકડી રાખનાર કોક ત્રણે એકજ સડાકે તેના પેટમાં ઉતરી ગયા.

રંગીન–દોડયો પણ તે હજુ તેની પાંસે પહોંચ્યો નથી. એટલામાં અજગર તે ત્રણેને પોતાના સાગર પેટમાં સમાવી દીધા. આ જોઈસહેજ ગભરાયો અને કોક જેવા પ્રવીણ શકિતવાન મીત્રનો નાશ થવાથી તે ભયંકર વીચારમાં પડી ગયો.

'શું શકિત દેવીએ પણ સહાય ન કરી, આમ અમને અરધેથીજ વીખુટા પાડયા. ત્યારે શકિત દેવી પર શ્રધ્ધા શી

રીતે ટકી શકે? વળી મારા કરતાં કોકને એ પર અથાગ અને અખંડ શ્રદ્ધા છે છતાં એવા અગાધ વીશ્વાસનું આ પરીણામ !' એ પ્રમાણે તે વીચાર કરે છે એટલામાં એક બીજી સુંદર સ્ત્રી તેની સામે આવીને ઉભી રહી. આ સ્ત્રીને જોઇ રંગીનને કાંઇક હીંમત આવી અને તેથી તેને વીચાર આવ્યો કે, 'આ સ્થળનો હવે કાંઇક ભેદ જણાશે' એટલું બોલી તે સ્ત્રીને ધારી ધારીને જોવા લાગ્યો પેલી સ્ત્રીએ પુછયું કે, યુવાની પુરૂષ ! અલબેલા મુસાફર ! તમો કયાં જવા ચાંહો,છો? તમારા મુખપરથી તમારૂં ઉંચ ખાનદાન અને શ્રીમાનપણું દેખાઈ આવે છે, લહેરા લાલા! આ અદભુત સ્થાનપર આવવાનું શું કારણ છે ?

**રંગીન**—મધુર બાલીકા! તમારા મીઠા શબ્દોથી મારૂ હૈયું હરખાય છે, તમે પણ ઉત્તમ સ્ત્રી જણાઓ છો તો મારીપર કૃપા કરીને કહેશોકે આ સ્થળ કેવા પ્રકારનું છે. અહી મેં મારી એક વ્હાલી વસ્તુનો ભોગ આપ્યો છે જે માટે મને કાંઈક ખબર મળે તો સારૂં. તે સ્ત્રીએ કહયું કે 'રમણીક યુવાન! એ માટેજ હુ તમોને પુછછુ કે તમો!આ તરફ શા માટે આવ્યા છો? આ સ્થાનપર થઇને દુનીયાની અદભુત અને ચમત્કારી સ્થાનોમાં રાજય મુગુટ રૂપ કામરૂદેશ તરપ્ જવાય છે. એ અદભુત પ્રદેશમાટે તમોએ કાંઇક પણ સાંભળ્યુંજ હશે. તેમ આ સ્થાન પણ તેની હદ તરપ્ જવાનો રસ્તો હોવાથી અહીં પણ તેની કેટલીક પ્રબળ શકિત ફરતી પ્રૂરે છે. તેઓથી ચેતતા રહેવાની ઘણી જરૂર છે, હું પણ તેનો

શકિત હુ છું. પરંતુ કેટલાક કારણોને લીધે તમારો બચાવ કરવાની સલાહ આપવા ચાહુ છું.

**રંગીન**—એ આપનો મોટો ઉપકાર થયો. આપના એ ઉપકારનો બદલો વાળવા હું અત્યારે તો અસમર્થ છું, તેમા તમારા આ કોમળ હૃદયમાં પ્રસરતી પ્રેમની સુંગધથી મારૂં મન ઘણું પ્રફુલીત થયું છે, એ આનંદથી મારૂં આખુ અંગ ફુલી રહયું છે.

**સુંદરી**—આપની પોતાની ખાનદાનીજ આ મારી પરની કૃપાથીજ દેખાય છે. જો આપને મારીપર કાંઈપણ વીશ્વાસ આવેતો ખરા દીલથી કહેશો કે આપની આ મુસાફરી કઈ તરફની અને શુ કારણુસર છે નકી માનજો. કે આ વીશ્વાસ આવે સ્થળે નથી અપાતો.

**રંગીન**—સુંદરી તમારી સુંદરતા અને કોમળતાજ વીશ્વાસ ને માટે ખાસ યોગ્યતા ધરાવે છે તો મારી પરની આપની આટલી બધા કૃપાથી એમાં શક રાખવાનું કંઇ પણ કારણ રહેવું અસંભવીત છે. મારા ઉત્તમ ભાગ્યને લીધેજ આ આપનો સમાગમ રૂપી ઇશ્વરી બક્ષીસ મળી છે.

**સુંદરી**--રસીક પુરૂષ આપની ઉત્તમ લાયકાતથી મારૂ. મન તમારા તરફ વધારે ને વધારે ખેંચાય છે. તો હવે કાંઇ પણ શંકા ન રાખતા આપની ઈચ્છા જણાવશો.

**રંગીન**—સુગુણમય સુંદરી ! હું એક રાજપુત્રછું મારા મીત્ર સાથે આ સ્થળપર થઇ કામરૂદેશની મલકાપુરી નગરી તરફ જતા હતા, ત્યાં જવા માટે અમોને એક સબળ કારણ છે પરંતુ આ સ્થળે આવતા મારા મીત્રપર અચાનક આફત ગુજરી અને તેનો નાશ થઇ ગયો છે, એ દીલગીરીના દરીયાથી મારૂં મન ખળભળી રહ્યું છે, તો એ મારા મીત્રના શી ગતા થઈ તે જાણવાની મને ઈચ્છાછે. વળી જયાં સુધી મારા મીત્રનો મેલાપ ન થાય ત્યાં સુધી આ મારૂં કાર્ય અહીંજ અટકાવવું પડશે. સુંદરી સલુણી કોમળતાની રાણી જો મને આ બાબતમાં કાંઇ પણ ખબર અગર એવી કાંઇ મદદ આપશો તો એ આપની દયા માટે મારી તરફથી નહીં તો પણ ઈશ્વર તો એ આપની ઉત્તમ બક્ષીસનો બદલો આપશેજ. જે માણુસ માણુસના ગુણ દોષ જોઇ કોઈપણ પ્રકારની મદદ બહુ વીચાર કરીને કરેછે તે સર્વ સ્વાર્થ માટેજછે. પરંતુ ખરી પરમાથ વૃતી તો સુખડ સમાન છે 'આપબળે પર રીઝવે' એ અતી ઉતમ ગુણ સાગર સુખદ નીચને દુરગંધ આપે છે અને ઉત્તમ માણુસોને સુગંધ આપે છે એમ કદીપણ બનતું નથી સાચી પરમારથ વૃતી તો એજ કહેવાય કે કોઈપણ માણુસ પછી ભલે તે નીચ હોય કે ઉંચ કે પાપી હોય કે ધર્મી શ્રીમંત હોય કે ગરીબ અને સબળ હોય કે અબળ તોપણ જે ઉત્તમ છે તે તો પોતાના ગુણનો સર્વને સમાન લાભ આપે છે તેમજ સુગુણી સુંદરી આપની પરમારથ વૃતી અને ઉત્તમ ગુણ નીધાન સ્વરૂપપર મારા જેવો એક લાચાર મુસાફર મોહીત થાય તેમાં શું નવાઇ.

**સ્ત્રી**-જેમ જેમ આપની સંગતમાં વધારે વખત રહુંછું, જેમ જેમ આપના મુખના મધુરા અને ચુંબક બોલ સાંભળતી જાઉંછું, તેમ તેમ મારૂં મન પરવશ થઇ મારા દેહનું ભાન ભુલતી જાઉંછું અહા! આ મધુરા પુસ્પોની ઘેરી ઝાંઇ મને કાંઈઅદભુત નીશો ચઢાવે છે, મારૂં મગજઘેરાય છે. મારૂં હૃય ધડકે છે, જુઓ! જુઓ! રસીક પુરૂષ આ તમે શી વેદના ઉત્પન્ન કરી છે તેની પરીક્ષા અને ઉપાય કરનાર તમોજ એક ચમત્કારી વઈદ છો મને બચાવો.

**રંગીન**-સુંદરી તમારી કૃપારૂપી પૂળની આ બીજી બક્ષીસ. જે વસ્તુ માટે લાખો માણુસો તરફડી મરે છે, એવા સુંદર પ્રેમરૂપી પારીજાતકનું પુષ્પ મને આમ અનાયાસે મળે છે એથી વીશેષ ભાધ્યોદયની બક્ષીસ આ દુનીયાપર તો બીજી એક પણ નથી. ભાગ્યની દેવી તમોએ મને ઉત્તમ ઉત્તમમાંસ્થાતીએ પહોંચાડયાછે.

**સ્ત્રી**-રસીકડા રાજકુમાર! નગીના નટવર! હવે બસ કરો તમે જેમ જેમ વધારે વધારે બોલતાં જાઓછો તેમ તેમ હું તદન પર વશ થતી જાઉંછું, મારા સઘળા તત્વો એકજ ગતીમાંગુંથાઈ ગયા છે, નગીના ન્યાળો! આ અલબેલીનું રદયસ્થાન! તેમાં શું દેખાયછે. ત જુઓ.

**રંગીન**—સુંદરી જેમ તમારૂં તેમજ મારૂં પણ થયું છે અહા! પ્રેમની ગતીનું આકર્ષણુ અદભુતછે એમ હું નહોતો જાણુતો પ્રેમની શકતીની અદભુત કળારૂપ વીધાના કીરણોના પ્રકાશથી હૃયને રંગભર પ્રકાશમાન કરવા તમારા જેવા ગહન વીધમાન ગુરૂની કૃપાથી મારૂં હૃય આકાશમાં ગમન કરે છે. સુંદરી તમારી

મોહજાળ. આટલી અટપટી અને તેના બારીક તાંતણાનું બંધન આટલું બધું લોખંડ મય હશે, એ હું નહોતો જાણતો.

સ્ત્રી-રસીકલાલા ! એ રસની મઝા તો અનુભવીજ જાણે. વળી એ વસ્તુનો સ્વાદ એ આસમાન આ આખું બ્રહ્માંડ અને પરલોકની પરમ વસ્તુઓ પણ આની બરોબરી કરી શકશે નહીં જુઓ.

'અલબેલી વસ્તુ વખાણું, પ્રેમ સમાન નકો પ્રમાણું,
એ રસ છે નહીં વીશ્વંભરમાં, એ રસ છે નહીં સુરશંકરમાં.
એ રસવાસ ન વીષ્ણુ અવાસે, એ રસકાજ બ્રહ્મા ઉર ઉપાસે.
જે રસબસ રસરેલ રેલાવું, રંગ રમત અંગ જંગે ખોલવુ.
અદભુત નીત્ય નવલ જમાડું, એ રસ સ્વાદ ચતુર ચખાડું.'
જે વસ્તુ સમ નહીં મળે, શોધો અખીલ બ્રહ્માંડ,
એઅલબેલા મુજ કને, પ્રેમી પઢો પ્રેમકાંડ.'

રંગીન-બસબસ સુંદરી! મને એ પ્રેમસાગરમાં કેટલેક ઉંડે ખેંચી જશો. મારી ગતી ત્યાં કામ કરી શકતી નથી? રસીક પ્રીયા પણ

સ્ત્રી-કેમ પ્રીય! આ નીશ્વાસ! આમ અચાનક આપનું મુખ કમળ કેમ કરમાઈ ગયું, મારા નાથ! માર વ્હાલા! મારા તનમન! અને જીવનના આધાર! આ આપની સ્થીતી જોઇ હું ગભરાઇ જાઉ છુ લાલ મને કહો કહો.

રંગીન—પ્રેમીબાળા! કાંઈ નહીં! ફકત બે પરસ્પર વીવાદ લાગ્યા, આ હૃયમાંની બે વૃતીઓના એ ઝઘડાએ ઉથલ પાથલ મચાવી મુકી છે, આનંદીબાળા! એથી ઉગરવાનો એક પણ ઉપાય નથી.

**સ્ત્રી**-પ્રેમી! એ ઝઘડો જગાડનાર કોણછે? મને કહેશો તો હું મારા સ્વામીને દુખ ઉત્પન્ન કરનાર એ અસુરો સામે મહા શકતી અંબારૂપ ધારણ કરી લડીશ! મારા નાથને ઉગારીશ! અને દીલગીરી ના દરીયાવમાંથી ખેંચી મારા નવપલ્લવ નંદનવન સમાન હૃદયમાં સ્થાપીશ તો બોલો લાલા બોલો.

**રંગીન**-બાળા! મીત્રનો પ્રેમ જે બળ ધરાવે, તે અદભુત બળ મારા મીત્રની સ્થીતી નજર આગળ દેખાડે છે. અને એ જોતાંજ મારૂં હૃદય આ પ્રેમ આનંદના ગુલજાર બગીચામાં ભયંકર રૂપ દેખી ભડકી ઉઠે છે, તો સુંદરી, એ ઉપાધીમાંથી મુકત કરવાની આપની શકતી અજમાવશો.

**સ્ત્રી**-ઓય! ઓય! એજના. પણ રસીક! એવી અલ્પ ઉપાધીમાં આપ જેવાને ડુબી જવું યોગ્ય નજ ગણાય. આપ શુર પુરૂષ છો તો આપના ક્ષત્રીકુળની રીતી મુજબ આપની હીમતનું નીર્બળપણું જોઈ મને આશ્ચર્ય લાગે છે,

**રંગીન**—સુંદરી! જે રસનો જે ભોગી નથી તે રસના બળની અને તેથી થતા સુખ દુઃખની તેને ખબર નથી. મીત્ર પ્રત્યેનો પ્રેમ કેટલો સબળ છે તેનું ખેંચાણ કેટલું અદભુત છે. એ તો અનુભવી જ જાણે. જો એ માટે આપ મને નીરબળ અથવા નીર્માલ્ય કહો તોપણ કાંઈ ખોટું નથી, પ્રેમની ગતી જુદી જુદી દીશાએ ગમન કરે છે, એક વખતે યુવાન સ્ત્રી પોતાના પતીને આખી દુનીયા કરતાં વધારે અને અગાધ પ્રેમથી ચાહે છે. પછીથી તેજ પાત્ર જયારે

પુત્રવતી થાય ત્યારે એ પ્રેમના વહન કરતાં તેનો વાત્સલય પ્રેમ વધારે વેગથી દોડે છે, અને એના સામર્થ્થ્ય પાંસે પ્રથમનો શ્રંગારીક પ્રેમ ઘણોજ ઝાંખો થઈ જાય છે.

સ્ત્રીઓ કરતાં પુરૂષના હૃદય કાંઈ જુદીજ રચનાવાળા છે, એક પુર્ણ પ્રેમ સુંદરી અને પુરૂષ પુરણ પ્રેમથી બંધાયેલા હોય તોપણ જ્યારે પુરૂષનું હૃદય ઉધ્ધત થઈ કોઇ મીત્ર પ્રેમનું પાન કરે છે, જ્યારે મીત્રના પ્રેમનો અનુભવ કરે છે તારે તેનુ ઉધ્ધત હૃદય સાચા સ્નેહને નીરબળ બનાવે છે. અને જો કે એ શુધ્ધ પ્રેમ તેના હૃદયમાં થી બીલકુલ નાશ પામતો નથી. તોપણ એ પ્રેમની ગતી ઘણીજ ધીમી પડી જાય છે, એનો અનુભવ સર્વ કોઇને થોડો ઘણો હશેજ. નીચ માણસ કમજોર હૃદયનો પુરૂષ સહેજમાં એકદમ કોઈ વસ્તુ ના પ્રેમમાં લીન થઇ ડુબી જાયછે અને તેટલીજ ઝડપથી તે પ્રેમ નાશ કરતા કાંઈપણ વીચાર કરતો નથી. પરતુ ઉત્તમ પુરૂષની ગતી તો મધ્યમ છે. તેની દ્રષ્ટી સમાન તેની આખી જીંદગી એકજ પ્રકારની અને એકજ ગુણથી પ્રકાશીત સુર્ય સમાન અચળ છે. તો આ મારૂં હૃદય આપના પ્રેમમાં લીન થઈ ગયું બલકે તદન ડુબાં ગયું, પરંતુ તેમાં રહેલા અખંડ અગ્નીને એ પ્રેમ રૂપી જળ નાશ કરી શકતો નથી, મારા મીત્ર પ્રત્યે મારો પ્રેમ અખંડ છે, મારી વૃતીઓ સઘળી સમાન છે, મારૂં હૃદય ફકત ન્યાયનેજ ધારણ કરે છે. અને મારા શરીરના સઘળા તત્વો ન્યાયરૂપ વસ્તુથી બનાવેલા છે, તો પ્રેમીબાળા! મારા હૃદયના એ અઠંગ ખટકાને કહાડી નાખવાને કોઈ પણ શકતી સમર્થ નથીજ. પ્રેમા બાળા! મને

ઉગારવા, આપની બક્ષીસ માટે લાયક કરવા યુકત આપ સહેજ કૃપાદ્રષ્ટી કરશો, અને આપના પ્રેમ રાજ્યના અપરાધી, આ મારા નગુણા હૃદયને માફી આપશો, એવી આપની દયાલુ વૃતીની મને ખાત્રી છે.

**સ્ત્રી**—સુંદર યુવાન ! તમો ઘણાજ અનુભવી અને પુર્ણ કળા પ્રવીણ છો! આપની બુદ્ધીની ગતીના વહનની લહેરના ઝપાટામાં મારી ચતુરાઈ તો કયાંય ઉડી પડી છે. આપની ચતુરાઇ વાણી રૂપ નાગ પાસમાં હું તદન બંધાઈ જાઉં છું, જેથી આપને મારા મનના ભાવ શી રીતે સમજાવવા, તે વીચારની શકતી પણ મુર્છા પામી ગઈ છે. જેથી હું મારી કેટલીક તદન ખરેખરી હકીકત ફકત આપના પ્રેમના નીશામાં અંધ બની બકી જાઉં છું, જેથી જો કે મારી સ્થીતીને ઘણું નુકશાન થશે તોપણ આપના ફકત એક પળના પ્રેમ માટે મારી આખી જીંદગીનો ભોગ આપવા હું તૈયાર થઈ છું. રસીક! મારા હ્રદયના ટુકડાં! મારા પ્રાણના આધાર ! મારી નસોને વહન કરાવનાર શકતીના દેવ ! મારી સ્થીતી અત્યારે તદન નીર્માલ્ય થઇ પડી છે, હું જે દેશમાં રહુ છું. વળી હું જે અદભુત શકતી અને તેથી તેની સાથે જે મોટો ઓદધો અને સત્તા ધરાવુ છું, તે મારી જીંદગીના આધાર રૂપ સર્વ અમુલ્ય સંપતીનો આપના પ્રેમરૂપી યજ્ઞમાં ભોગ આપુંછું, અને એથી પણ વધારે આ મારા પ્રાણનો ભોગ આપવા માટે પણ તૈયારછું, પરંતુ મારી વૃતી પ્રમાણે મારી એક વીનંતી આપને કબુલ કરવી પડશે.

માણુસ ચાહે તેવી સ્થીતીએ પહોંચે, પરંતુ પોતાની મુળવૃતી નોતો તે ગુલામ છે. પછી તેથી ભલે તેનો આ લોકમાં રીબાઇ રીબાઈ દેહાંત થાય અને એથી પરલોકમાં નીચમાં નીચ નરકમાં જાય તોપણ પોતાની વૃતીની સરદારી ઉથાપી શકવા માણુસ જાત શકતીવાન નથી, એ કદાચ અતીશયોકતી જેવું જણાશે, પરતુ સીંહના બચાંને જન્મતાંજ બકરાના સહવાસમાં રાખી તેને ઘાંસ ખાતા શીખવશો તો તે કદી નહીં ખાય, તેમ તેનો ક્રૂર સ્વભાવ જયારે તે લોહી ચાખશે ત્યારે કુદરતી રીતે ઉછળશેજ, પરંતુ સીંહનો એક પણ જાતી સ્વભાવ વૃતીગુણ તેનામાં ઓછો નહિ થાય, જો કે તે પ્રથમ અનુભવ રહીત હશે ત્યાં સુધી તો એની વૃતીનું અનુકરણ કરવાની અણસમજને લીધે એના ગુણ નહીં દેખાય પરંતુ જયારે સમય અને સંયોગમાં તે આવી જશે ત્યારે તેના સર્વ સ્વભાવીક ગુણ પ્રકાશી નીકળશે. તેમજ આખી સ્ત્રી જાતની વૃતી અને તેમાં પણ આ કામરૂદેશની ઠગારણ કે જેમાંની હુ એક, તેઓની સરદાર છું, તો તેની સ્વભાવીક વૃતી માટે બીજા અધમ રસ્તા લઇ આપણાં પ્રેમને ક્ષોભ પમાડવા કરતાં હું આપની ઉત્તમ પ્રીતી ચાહું છું, અને તે માટે મારી સઘળી સંપતીનો ભોગ આપું છું. નલીન નગીના! આ શું આપની તરફની મારા પ્રેમની ખાત્રી માટે ઓછો ભોગ છે. તેનો આપ સહૃદ વીચાર કરશો.

રંગીન—ધન્યછે બાળા! આ તારા ઉપકાર માટે મારે કેટલાક જન્મો સુધી તેનું રૂણ વાળવા તારી સેવામાં હાજર થવું પડશે, અ તારો શુદ્ધ પ્રેમ મને મુકતીના પંથમાં પણ અટકાવ કરશે, જો કે

માણુસની પર સરદાર તેની વૃતી ( હવસ ) છે, ત્યારે એ વૃતીપર સમય અને સંયોગ સરદારી કરે છે.

આ સમય એવો છે કે હું મારા દેશની સર્વ સત્તાધારી રાણીના તાબામાંછું, પરંતુ સમય જો અનુકુળ થશે તો, હું એ રાણીને મારી ગુલામડી બનાવી એ સત્તાની અધીકારણ થઇશ. મારી આ કાર્ય પાર ઉતરવાની પ્રપચી શકતી પુર્ણછે, ત્યારે એ મારા નાનકડા પણ પ્રપંચી કીલાને ભેદવા એની સત્તા અશકત છે. જેથી મને નીશ્ચય છે કે હું મારા કાર્યમાં પારજ છું.

તો મારા લાલ ! આ આપનો સંગમ એ કુદરત તરફથી એ કાર્યની વધામણીનો મહોટો અને શકતીમંત પેગામ છે, આથી મારો નીશ્ચય અખંડ થયો છે. પરંતુ અત્યારની મારી શકતી આપના હૃદયના ડંખને દુર કરવા અશકત છે, કદાચ હું કાંઇ પણ કરી શકું, પરંતુ તે બાબતમાં જે ભોગ આપવો પડે તેના કરતાં તેનું પરીણામ ઘણુંજ નજીવું આવશે.

આપની મીત્ર તરફની ફરજ એ હવે હું મારી પરની આપની આજ્ઞા સમજુંછું, અને તે આપની ઉઠાવવા હું ઇશ્વરી નીયમે બંધાયલી છું. પરંતુ આ જે મારા વીચાર આપને દરશાવ્યા તે માટે આપને યોગ્ય લાગે તેવી આજ્ઞા આપશો તે ઉઠાવવા આ દાસીનો પ્રાણ આપના ચરણમાં હાજર છે.

રંગીન—ધન્ય છે બાળા ! તારા અદભુત પ્રેમને! અને મારી તરફની ઉપકાર વૃતીને ! એ માટે કાંઇ વધારે વખાણ કરી શકવા

મારૂ હૃદય અશકત નીવડે છે, એ મારી નીરબળતાજ છે, પરંતુ આપના આ અમુલ્ય ઉપકાર પાસે હું મારી અનેક જીંદગીની સેવા અરપણ કરૂં તો તે પણ થોડી છે, અને કુદરતી કાયદો નીર્મળ ન્યાય મારી પાસે એ ફરજયાત પડાવશેજ. છતાં તેં જે કહ્યું તેથી મારા મીત્રની અત્યારની સ્થીતી અને તારી સંપતીનો કેટલો ભોગ આપવો પડશે એ ખુલાસો નથી થયો, તો જો તારો કાંઈ મારીપર શુદ્ધ પ્રેમ હોય તો એ બાબત ખુલાસો કરીને, જેથી વધારે ઉપકારી બનાવીશ.

**સ્ત્રી**—બસ ! બસ ! બહુ થયું. હવે વીવેકના ખાડામાં ખુંચી જશો તો બહાર કહાડવાની મારી શકતી નથી.

**રંગીન**—નહીં ! નહીં ! જે સત્ય છે તેજ કહું છું, અને મારૂં આચરણ, મારૂં એમ કરવાની ફરજ બતાવી આપે છે.

**સ્ત્રી**—બહું થયું, એ તો હવે તમારા મુખથી મારા બહુ વખાણ સાંભળી કયાંક આ મારૂં શરીર ફુલી ફુલીને ફાટી જશે. તે વળી મનની મનમાં રહી જશે. તમારા દરેક શબ્દો મારા હૃદયને ઉછાળી હેબકાવે છે, અને મારી છાતી થડકાવે છે, એ થડકો છેક ગળાસુધી પહોંચી મને ગુંગળાવે છે, જેથી અતી હરસમાં કયાંક મારો આત્મા ઉછળી પટકાઈને ગુંગળાઇ જાય તો મનની અભીલાસા પુરી કરવા માટે વળી આવતા જન્મસુધી રાહ જોતાં વીયોગના દુખ દોહેલા થાય માટે મારીપર રહેમ કરી હવે મારા વધારે વખાણ ન કરવાની મારીપર દયા કરશો.

**રંગીન**—જે વસ્તુમાં જે ગુણ છે તેના આકારનું વર્ણન કરવું એ કાંઈ વીશેષ નથી.

**સ્ત્રી**—પરંતુ પ્રેમથી ઘેરાયેલું હૃદય તેના શસ્ત્રના પ્રહારથી બહુજ નરમ અને ગુમડાઃ સરખું થઈ ગયું છે, જેથી કોમળ પુષ્પની ડાંખળી પણ ખુંચી વેદના ઉત્પન્ન કરે છે.

**રંગીન**—મધુર મોહના! તમારી વાકય ચાતુરી તમારા સોંદર્ય કરતાં સેંકડો ગણી વધારે બળ ધરાવે છે, પરંતુ હવે એ પ્રેમવાદને છોડી મુખ્ય બાબત પર આવો તો ઠીક.

**સ્ત્રી**—લાડીલા લાલા ! તમારા મુખપર જોતાં એ અમૃતનું પાન કરતાં મારૂં હૃદય સંતોષ પામતું નથી, જેથી આપના હૃદયની વ્યાથા ભુલી ગઈ તે માટે ક્ષમા કરશો. હવે હું આપને મારી શકતી અને વૃતીનો ભેદ સમજાવું છું કામરૂદેશની રાણી અને મારી અધીકારીણીની આજ્ઞાથી એ અજગરને રૂપે એક જાદુઈ શકતી તમારા મીત્રને ખેંચી ગઈ છે, તમારા મીત્રને કાંઈ પણ જાતની વ્યાધી થશે નહીં. તેને અમારી રાણી પોતાના પ્રાણ કરતાં વધારે ચહાશે, એ બાબત માટે તમારે કાંઇ ફીકર કરવા જેવું નથી. વળી અમારી રાણી જે વખતે તેની પર કાંઈ આફત આવવા જેવું પગલું ભરશે તે પહેલાં તો હું એને મારા પ્રપંચથી મહાત કરીશ, એ બાબત માટે તમારે તદ્દન નીશ્ચીંત રહેવું. હાલમાં જો હું આપના મીત્ર માટે કાંઇ પગલું ભરૂં તો જે શકતી તેને ખેંચી ગઇ છે, તે મારી સમાન અધીકાર વાળી છે, અને જાદુઈ સત્તામાં મારી બરોબરી કરી શકે છે. પણ ફકત બુદ્ધીમાં તેનાથી વધારે છું, જેથી

તેનામાં અને મારામાં આસમાન જમીનનો તફાવત છે. હવે આ મારી બરોબરી શકતી પાસેથી તમારા મીત્રને, હાલ જાહેર રીતે વીરૂધી થઈ મુકત કરવાનો પ્રયત્ન મારી રાણીથી ગુપ્ત રહી શકે નહીં, અને તેથી મારી સઘળી શકતીના નાશ ઉપરાંત મારી જીંદગી નો ભય છે, જો તમે ધીરજ રાખશો તો થોડા વખતમાં મારી દરેક શકતીના બળે અને મારી જીંદગીને જોખમે પણ હું આપના મીત્રને મેળવી આપીશ. વળી તમો મારીપર વીશ્વાસ રાખી મારી સેવા કબુલ કરશો તો, આપનું દરેક શ્રેય કરવા હું મારૂં સર્વસ્વ અર્પણ કરીશ, પરંતુ એથી ઉલટી રીતે તમે કાંઇ પણ પ્રયત્ન કરશો તો કામરૂદેશમાં તમો ફકત આખી જીંદગી નીચ સ્થીતીમાં રીબાવા સીવાય વધારે કાંઇ લાભ નહીં મેળવી શકો, આ મારી સઘળી હકીકત છે તો હવે આપની આજ્ઞા શું છે તે કહો.

રંગીન--સુંદર બાલીકા! તમારી સઘળી વાત હું માનુંછું, તમારી પર મારો બધો વીશ્વાસ પુર્ણ રીતે બંધાઈ ગયો છે, તો મારૂં શ્રેય કરવા માટે અને મને મદદ કરવા અથવા મારા સુખદુઃખ ના સંગાથી થવા માટે તમે જે કાંઈ કરશો તે મારે માન્ય છે.

**સ્ત્રી**—બહુ ઉત્તમ બુદ્ધી વાપરી, આપનો આટલો બધો મારી પર વીશ્વાસ દ્રઢ થશે એમ માનવાને મારૂં મન બીલકુલ નાકહેતું હતું, છતાં ઇશ્વર કૃપાથી એ આપનું કૃપારૂપી અમૃત હું પામી. આજ મારી જીંદગી સુભાગી થઈ.

રંગીન—હવે શું વીચાર છે.

સ્ત્રી—તમો મારી સાથે મારા નીવાસ સ્થાને ચાલો ત્યાં ગયા પછી આપણે બીજા વીચાર કરીશું.

રંગીન—ચા....લો ત્યારે મારી ક્યાં ના છે.



# પ્રકરણ ૧૨ મું.

## જાદુના કુવામાં કોકીલા.

કામરૂદેશ મલકાપુરી નગરો અને ઇન્દુમતી રાણી વીષે ગયા પ્રકરણમાં આપણે કેટલુંક જાણી ગયા છીયે, તે વાંચક તારા લક્ષમાં હશેજ.

કામરૂદેશની રચના, સ્થીતી, રાજ્ય પ્રકરણ અને નોતીરોતી વીષે ફકત ઉપર ટપકેથી આપણે જોયું છે. દરેક વસ્તુ જયારે અનુભવમાં આવે છે ત્યારેજ તેના પુરતા ભાવ સમજાય છે. તેમ કામરૂ દેશ તેની રાણી અને તેની જાદુઈ શકતીવાળી પ્રજા માટે જેમ આપણી વારતામાં આગલ ચાલશું તેમ સ્પષ્ટ સમજાશે.

કામરૂદેશની સરહદપર કોકને ગળી જનાર અજગર એક સ્રીના રૂપમાં ઉભેલી છે, તેની બાજુમાં એક બીજી સ્રી એક નવીન જાતનું હથીયાર હાથમાં રાખી ઉભી છે તેની સામે કોક જમીન પર બેઠેલ છે

કોકે પેલી સ્રીને કટાક્ષથી કહ્યું કે, 'ધુતારી બાળા! તેં મારી પર આ પ્રપંચ કરી તારૂં કોમળપણું લજાવીને સ્રીના નામને ધીકાર યુકત કરયું છે. જો તારામાં બળ હતું તો મને પ્રથમ ચેતવણી આપી મારી સામે રહી કેદ કરવી હતી કે સ્રીઓ પણ પુરૂષને કેદ કરી શકે છે, એની મને ખાત્રી થાત.

**સ્રી**—તે સમય હજુ કયાં વીતી ગયો છે. યુવાન પુરૂષ! તું જાણે છે કે આ કામરૂદેશની હદ છે, અને અહીં લડવૈયાનું કામ

કરનાર સ્રીનું સઈન્ય છે, આખા દેશપર રાજય કરનાર પણ એક સ્રીજ છે. અહીંની એક નમાલી અને કંગાલ સ્રો સામે તમારા જેવા હજારો પુરૂષની સાથે લડાઇ કરવા શકતીવાન છે, શું તું અમને બળહીણ ગણે છે? શું તારા દેશની કંગાલ અને ગુલામડી સ્રીએ સાથે અમોને સરખાવે છે?

**કોકુ**—વાહ ! વાહ ! આ એક નવોજ કુદરતનો ખેલ ! સુંદરીઓ ! જો કે મેં તમારા દેશ વીષે ઘણું સાંભળ્યું છે, તેથી હું જાણુંછું કે તમો શકતીવાન હશોજ. પરંતુ તમારામાં પુર્ણ શકતી છતાં તમારી મદદ કરનારનો વીશ્વાસઘાત કરી છળકપટથી મને અહીં ખેંચી લાવ્યાં એ તમારી લાયકાતનું માપ દરશાવોછો.

**પેલી સ્રી**—યુવાન પુરૂષ ! તમો ન ગભરાઓ, તમોને અહીં ખેંચી લાવવામાં અમારી કાંઈ પણ બુરી ઈચ્છા નથી, પણ એથી ઉલટું તમારૂં શ્રય થશે. તમોને અમારી રાણી પોતાના પુરૂષ તરીકે રાખશે, જેથી અમારા દેશમાં તમો એક મોટા ઓધ્ધેદાર ગણાશો.

**કોકુ**—એટલે શું તમારી રાણી મારી પાસે કાંઇ નોકરી કરાવવા માગે છે.

**૧ લી**—નોકરી તો એટલીજ કે ફકત તમારે અમારી રાણીની ઈચ્છા મુજબ તેને સંતોષ આપવો, અને એ ઉપરાંત બે વખત તેની કુરનસ બજાવવી.

**કોકુ**—એ પણ ઠીક, પણ હું કહુંછું કે તમો મને અહીંથી શી રીતે લઇ જઈ શકશો.

૧ લી સ્ત્રી—સહેજ આવવામાં કાંઈ વાંધો કરશો તો કેદ કરી ઘસડીને લઇ જશું.

કોકુ—ઠીક છે, ત્યારે તમારૂં બળ કેટલુંક છે તે મારે જોવું છે.

૧ લી સ્ત્રી—આથી શું તમે અમારી સાથે લડાઈ કરવા ધારો છો.

કોકુ—સાચો ક્ષત્રી કદી પણ સ્ત્રીપર હાથ ઉઠાવતો નથી.

૧ લી સ્ત્રી-પણ અમે કાંઇ એવી સ્ત્રીઓ નથી, કે તમારી એક હાંકથી ગભરાઈ આધીન થઇ જઈએ, અમે તો તમારા જેવા અનેક શુરવીરોને સહેજમાં થરથરાવી દેનાર સૈનીક સ્ત્રીઓ છઇએ. કદાચ તમારે બળ અજમાવવું હોય તો પડો મેદાનમાં. વળી તમે કહેશો કે મને કેદ કરી ખેંચી ગઇ, જેથી અમારી બહાદુરીને ઝાંખ લાગે તેવું અમારૂં આચરણ નથી.

કોકુ—એટલે એ તમે શું બકો છો, શું તમે સ્ત્રીઓ પુરૂષ ને પહોંચી શકશો.

૧ લીસ્ત્રી-અલબત! જોવુ હોય તો ઘોડો ને મેદાન આ રહ્યું ક્યાં દુર છે.

કોકુ-વાહ ! વાહ ! આપણુ એક નવો અનુભવ થયો. ઠીક છે મારે તમારી સાથે લડવાની ઈચ્છા તો નથી. કારણુ મારે મારા ધર્મ પ્રમાણે ચાલવુંજ જોઈએ, પણ તમારામાં કેટલું બળ છે તે મને અહીંથી ખેંચી જવા માટે વાપરો કે તુરત ખાત્રી.

૧ લી સ્ત્રી—બહુ સારૂં.

એટલું બોલી તે બંને શકતીએ જાદુના બળથી તેની સામે ફકત આંગળીની ઇસારત કરતાં કોકીલા તે આંગળી સામે ખેંચાઈ તેની પાછળ પાછળ ચાલવા લાગી, કોકીલા જો કે પોતાની શુધ્ધી ભુલી નહોતી, તોપણ તેને આમ આધીન થઇ ખેંચાવા લાગી, એથી આશ્ચર્યમાં ડુબી ગઈ અને પરવશપણે ખેંચાતી ચાલી. આ પ્રમાણે ખેંચાતી કોકીલા અને તેને બમણા બળથી ખેંચતી બને શકતીઓ એક અદ્દભુત દરવાજા સામે આવી પહોંચી.

આ દરવાજો ઉંચો હતો તેમાં થઇને જવાનો કાંઈ પણ રસ્તો દેખાતો નહોતો, આ દરવાજો જે સ્થળપર બાંધેલો હતો તે સ્થાન અંદર દબાયેલું હતું જેથી નીચે અંધકાર જણાતો હતો, અંધારાને લીધે આ દરવાજો અધર લટકતો હોય એમ દેખાતો હતો, વળી એ દરવાજો આગળ ભાગથી નીચે નમેલો, અને નીચેનો ભાગ અંદર ડબાયેલો જેથી ઉંચાણમાં દેખાતો હતો, આ રચના જાણે આકાશ માં જવા માટેનો આ દરવાજો હોય એવું લાગતું હતું.

આ અદભુત દરવાજામાં દાખલ થવા માટે પગથી ચડી શકાય તેમ નહોતું. ત્યાં ઉપર ચડવા માટે કોઇ વીમાન અગર પાંખોની જરૂર હતી, વળી તે પર સીડી પણ ટકી શકે તેમ નહોતી, જેથી આ દરવાજામાં દાખલ થવા માણુસ જાત તો તદન અશકત હતી, કોકીલા પરવશ પણે ખેંચાતી આ દરવાજા સામે આવી. તે બંને જાદુગરણીઓએ આ સ્થળે એક જાતનો ધુપ કર્યો જેથી ઘરેરાટી

થઈ દરવાજામાંથી ઘરરરર એવો અવાજ નીકળ્યો, એ અવાજ સાથે દરવાજો ઉલટી ગયો અને તે સ્થળે એક ભયંકર કુવો દેખાયો, આ કુવાની ઉંડાઈ કેટલી હશે તે દેખાઇ શકાતું નહોતું, એ કુવામાં ઉતરવાને પગથી પણ નહોતી તેમ ઉંડાણના ભાગમાં તદન અંધારૂ હતું.

કોકીલા સાથે બંને જાદુગરણોએ એ કુવામાં કુદકો માર્યો અને જોત જોતામાં તો કુવામાં ગુમ થઇ ગઇઓ.



## પ્રકરણ ૧૩ મું.

## સ્નેહીના વીયોગની આગ.

એક નવરંગી ભુવનનાં દીવાનખાનાના ખંડમાંની એક સૈયાપર એક પુરૂષ સુતેલો છે તેની સામે એક સ્ત્રી બેઠેલી છે.

આ દીવાનખંડ તદ્દન સાદું અને કાંઈ પણ સામાન વીનાનુ હતું, તેની ભીંત ગોળાકારમાં અને છત સહીત મંડળ જેવું બરો બર વચોવચ એક સૈયા પાથરેલી હતી, તે પર એ પુરૂષ ફકત આંખો ફેરવતો પડેલો હતો. પેલી સ્ત્રી કાંઇક વીચારીને બોલી ઉઠી કે, ' રંગીન તમે આમ ઉદાસ કાં રહો છો ? શું તમારૂં મારી તર ફથી કાંઇ ઓછું સનમાન થાય છે.

**રંગીન**—સુંદરી તમારી કૃપાથીજ હું આટલો વખત અહીં ટકી શકયો છું, નહીં તો મારો આ દેશમાં વાસ થવો મુશકેલ હતો.

**હેમીકા**—ત્યારે તમે હવે મારી ઈચ્છા પુરણ નહીં કરો.

**રંગીન**—રસીક રસીકા ! તમે શ્રંગાર શાસ્ત્રોના અનુભવી છો, છતાં મને ફરી ફરીને એજ સવાલ પુછો છો? શું તમો જાણુતા નથી કે જયાંસુધી એક કાંટો ભોંકાયેલો હોય તેનું દરદ આખી પૃથ્વીનું રાજ ઓછું કરી શકતું નથી, તો મારા મીત્રની વ્યાધી મારા હૃદયમાં કંટકસમ સાલે છે. વળી

' દીલ દાહમાં ન પ્રેમ જળ શાંતી કરે,
અલ્પ જળબીંદુ દળદાહ નવ કળે. '

જેમ અથાગ બળતા દાવાનળના ઘોર અગ્નીમાં પડતુ અમૃત સમાન પાણી કાંઇ અસર કરી શકે નહીં, તેમ આ મારા દીલનાં ડંખમાં તમારૂં પ્રેમામૃત સ્વાદીષ્ટ થતું નથી, બલકે તે દુઃખ વીચાર માં ડુબી જાય છે. હેમીકા કે જે આ આનું નામ હતુ તે બોલી કે, રંગીન ! મેં તમોને વચન આપેલું છે, વળી તમારા સુખ માટે હુ શું ન કરૂં ! પરંતુ લાચાર છું, તો જરા ધીરજ રાખો, વળી તમોને ખાસ વીનવણી કરૂં છું કે તમારા મીત્રનો વાળ વાંકો થનારો નથી. તો પછી એનો એ દીવસ મોડો વહેલો મેળાપ થાય તે માટે આમ ઉપાધીની આગ જગાવા હમેશાં તપતા રૂહેવું અને બીજાને પણ તપતા રાખવા એ માટે કાંઇક વીચાર કરો.

**રંગીન**– સુંદરી ! આંખનું દરદ ગહન છે, એક કલાક પણ આંખ દરદથી બંધ રહે તો એ આંધળાપણું કેટલું દીલ બધું ગભરાવી નાખે છે ? કારણ આંખ વીનાનું માણસ કાંઇ ગણત્રીમાં નથી, આંખનો અંધાપો અને મીત્રનો વીયોગ એ બંને સમાન છે, તો એ મારી દુનીયાની સાચી સંગાથી આંખરૂપ મીત્રના વીયોગથી અત્યારે તો હું અંધજ છું. હવે તો જયારે એ આંખો પાછી મળે ત્યારે ખરૂં. ત્યાં સુધીની આશા એ ફકત આશાજ છે.

વળી આશા જેવું ઉપાધી કરનાર કાંઇ પણ નથી, એ આશા કેવા કેવા કર્મો કરાવે છે, આ સંસારમાં આનંદની છોળમાં છેલતા મહાછત્રધારીને ઈશ્વરની આશા, સ્વર્ગની આશા, અને આનંદમય થવાની આશા ટુકડા ખાનાર અને જંગલવાશી જંગલી બનાવીદયે છે પછી તેની સઘળી ચાલચલણ જંગલી જાનવર કરતાં પણ

ઇનીષ્ટ હોય છે. યોગીઓને પણ આશા છે, અને તે પણ વળી આનંદ મેળવવાનીજ. આનંદ કોને નથી જોઈતો? એ આનંદને નામે આશા પોતાની આણ સર્વ કોઈ પાસે કબુલ કરાવેછે, માણુસ, દેવ અને ત્રીમુર્તી બ્રહ્મા વીષ્ણુ અને મહેશને પણ આશાજ અથ ડાવેછે. એ ગોઝારી આશાજ આ દુનીયાના દુઃખનું મુળ છે.

કોઈ મુકત કહેવાતા મહાન યોગેશ્વર અને સુષુપ્તીની પાર પહોંચેલાઓને પણ એ આશા ગોથા મરાવે છે, કોઇ મહાન ગુરૂને અને તપશ્વીની જો કોઈને ખરેખરી પરીક્ષા કરવી હોય તો આ એકજ સવાલ છે કે જેનો અંત નથી. જયારે મુકત સ્થીતી થાયછે જેને દરેક ધર્મો ( મુકતી ) ઈશ્વરનું શરણ કહેછે. તે ફકત અખંડ આનંદનેજ, ત્યારે એ આનંદ મેળવવાનીજ સર્વને આશા છે. આ ત્માનો અંસ આશાથીજ ભરેલો છે. જયારે એ અંશનો નાશ થાય એટલે પરમ આત્માના સાગરમાં ભળી જાય, એટલે જળના સમુદ્રમાં નાખેલું થોડુંક જળ જેમ ભળી ગયા પછી તેનું તે જળ જેમ હાથ આવી શકતું નથી. તેમ એ ઐકયરૂપ થાય ત્યારે કદાચ આશા છુટી જાય પરંતુ એ સમયજ એવો છે કે જયાં આશા છે કે નહીં તેનો ભોકતા અને ભાગ્યનો નાશ થાય ત્યારે પછી બાકી રહ્યું શું ? જયારે કોઈ ભોગવતું નથી ત્યારે પણ એ વસ્તુનો નાશ થયો. એમ નજ કહી શકાય, પરંતુ ભોગવનારજ નથી, જો ભોગવનારનો કાંઇ પણ અંશ હોય અગર ફરીથી ઉત્પન્ન થાય તો ફરીને તે આશા ઉભેલીજ છે, ત્યારે એ ચોખું દર્શાવે છે કે ત્રણે કાળમાં અને તુર્યા ( મુકતી ) માં પણ આશા તો છેજ. વળી કહેવાય છે કે આશા

અમર છે. તો સુંદરી એ આશામાં તમે મને અથડાવો છો, એટલે કાંઈ તમે મને દુઃખ દેવાની ઈચ્છાથી આમ ખોટી આશા આપોછો, એમ મારૂં કહેવું નથી, પરંતુ તમારી સત્યવાણી, તમારી પુર્ણ આનંદમય પરીણામ આપનારી શકતી, અત્યારે તો ફકત મને એ ગોઝારી આશાની ભેટ આપે છે, ત્યારે એ આશાને જોઈ મારૂં હૃદય શાંત થવાને બદલે ઉલટું વધારે ખળભળાટ મચાવી મુકે છે.

હેમીકા તું ખરેખર હેમનીજ પુતળી છે તારૂં સૌદર્ય સુવર્ણમય છે, તારી શકતી પણ તેવીજ તેજોમય દેખાય છે, પરંતુ એ સર્વપર ઝાંખ પાડનાર, એક આશા આપવાની કાળી ઝાંઇ, તેની સુવર્ણમય કાંતીને ઝાંખી પાડેછે. હેમીકા! મારા મીત્રપરનો અચળ પ્રેમ આપના હૃદયને દુઃખાવનારા આવા કડવા બોલ પરાણે કહાડે છે તે માટે મને દુઃખી જાણી અને કમભાગ્ય માણસની બગડેલી બુદ્ધી પર ક્રોધ ન કરતાં કૃપા કરી ક્ષમા કરશો. આ મારી આટલી બધી ઉદ્ધતાઇ મારાજ દીલને ગભરાવી નાખે છે. હેમીકા! હેમીકા! રસાંગના મારીપર ગુસો ન કરતી હો. પ્રેમી આમાં તારા પ્રેમના ઝરાને આ બોલથી જરા પણ આંચ ન લગાડતી હો.આહ! એટલું બોલી તે નીચું ઘાલી ગયો. હેમીકા ઉભી થઇને કહેવા લાગી કે, મારા રંગીન! મારા પ્યારા! એટલુ બોલતાં તરત રંગીનને કુદકો મારી વળગવા ગઈ કે રંગીન ખસી ગયો. હેમીકા આથી ચાટ પડી ગઇ. રંગીને જાણ્યું કે બહુ ખોટું થયું પણ થઈ ગયેલી બાબત કાંઇ અણથઈ થતી નથી, હેમીકાને રંગીનની આવી ચાલથી આશ્ચર્ય લાગ્યું, અને તેને કાંઈક શક પેદા થયો; રંગીન પણ સમજયો કે આ મારી ચાલ કદાચ મારી

ક્રમબપ્પી ખેંચી લાવશે જેથી જેમ બને તેમ તેનીવારી નાખવા પ્રયત્ન કરવા લાગ્યો.

રંગીન હેમીકા પાસે જઇ તેનો હાથ, હાથમાં લઇ બોલ્યો કે, 'પ્રીયાંગના તમો આટલાબધાં કેમ દીલગીર થયા ' એટલું કહેતા તેના ગાલ પર હાથ ફેરવ્યો જેથી હેમીકાને કાંઇક આનંદ થયો હોય તેમ મીઠી નજરે પણ કટાક્ષમાં રંગીન તરફ જોઇ રહી. જેમ માનવતી પ્રેમદાને કોઈ રસીક પુરૂષ મનાવતો હોય તેમ રંગીને તેના ગાલ પસારવા લાગ્યો અને માથાપર હાથ ફેરવતા બોલ્યો.

પ્રેમની પુતળી પ્રીયાંગના ! જુઓ ! જુઓ ! મારા મુખ સામે જુઓ ! હેમમીકા રંગીનના પ્રેમની આ લાગણી જોઈ તેના પ્રેમમાં ફરીથી ખેંચાણી પણ નીચ, પોતાનો નીચ સ્વભાવ કદી પણ તજે નહીં. તે પ્રમાણે તેના હૃદયમાં સહેજ ડંખ રહી ગયો તેથી તેણીનું જે નીર્મળ પ્રેમથી મુખ પ્રકાશતું હતું તેમાં સહેજ ઝાંખપ જણાઈ પરંતુ જાણે કાંઇ નહોતુંજ થયું એવો ભાવ દેખાડવા હૃદય પર દાબ રાખવાનો પ્રયત્ન કરતી બોલી કે તમો કાંઈ બરોબર ઠગારા લાગોછો પ્રેમ દરશાવતાં જે કાંઈ બોલો છો, તે તદન તમારો વાકય ચાતુરી છે, તમારા પ્રસંગમાં આવનારનેજ તમારા હૃદયના વીકારથી જાણ પડે, આ પ્રમાણે તો તમારી આ ચતુરાઈએ કોણ જાણે કેટલીને ફસાવી હશે. હું અં અં એમ બોલતાં આંગળી ઉંચી કરી તેની સામે હાથ ફેલાવતાં બોલી, ' હવે સમજી તમારી ધુતવીદ્યા ! હવે ઓળખાણી !

રંગીન–રસીક એ બાબતમાં મારી કાંઇ કસુર નથી તેનો ખુલાસો તમો સાંભળસો તો મારી પર આવેલા આ ગુન્હાનો હું ગુન્હેગાર નથી એમજ ખાત્રી થશે.

હેમીકા–પણ તમને કહેછે કોણ ? હશે, તમારા મનનાં વીકારથી આમ થઇ ગયું એમજ તમારૂં કહેવું છે ના.

રંગીન—વાહ! વાહ! આટલી બધી અજબ શકિત! હૃદયના ભાવ સમજનારી દીવ્યદેવી આ તમારી શકિતપર મારૂં દીલ ફીદા થાય છે. પ્રેમીલી પ્રમદા તમોને પ્રભુ તરફથી મળેલા બક્ષીસોમાં આ દેહના સોંદર્યરૂપી રત્નોમાં એ ચતુરાઈ રૂપી મનહર મણી પણ અતુલ શોભા આપે છે.

હેમીકા–રંગીન! રંગીન! બસ કરો! તમારી વાકય ચાતુરી રૂપી ચોધારા શસ્ત્રની ધાર બહુ ન અજમાવો.

રંગીન—નહીં! નહીં! સુવર્ણમયી હું ખરા દીલથી કહું છું કે તું ખરેખર સુવર્ણવેલી છે.

હેમીકા–હવે એવા જુઠા જુઠા વખાણુજ કર્યા કરવા છે કે કાંઇ બીજું. એતો તમારી ભાટાઈ જાણે બધી સમજાઇ ગઇ. જુઓ હું તમને કહું છું કે આપના હૃદયમાં મારીપર કાંઈપણ ભાવ હોય તો તેની બક્ષીસ હવે મને મળવી જોઇએ.

રંગીન—અલબત! અને તે માટે હું બંધાયેલો છું પણ

હેમીકા-વળી પણ કહી એમ ગલીઓ શોધી નાસવા લાગ્યા આમ મને કેટલોક વખત રીબાવવી છે, હું તમારા પ્રેમમાં તરફડી મરૂં છું ત્યારે તમે આરામથી પણ ને બણ શોધ્યા કરો છો.

રંગીન—હેમીકા ! હેમીકા ! તું એમ મને અન્યાય ન કર મારા હૃદયને ઓળખી લે, જો એમાં તારે માટે શું ભરયું છે, પણ

હેમીકા—વળી પણ, બસબસ થયું એતો હવે હું એ કાર્ય પુરૂ થયા સીવાય તમારી આગળ આ બાબત એક અક્ષર પણ બોલ વાની નથી, ખરેખર અમારા આ કામરૂદેશની સ્ત્રી તમારા પુરૂષો કરતાં હરેક રીતે વધારે બળવાન છે, પણ પ્રપંચમાં તો તમે અમા રાથી જોરાવર ખરા.

રંગીન—રસીકમુર્તી ! શું હું તમારી પાસે પણ પ્રપંચ કરૂં છું, નહીં, નહી, અલબેલી, આ હૃદય એટલુંબધુ સહન કરી શકે તેટલા બળવાળું નથી, પણ

હેમીકા—એ પણ શબ્દ મને કાતીલ કટારી સમાન લાગેછે ચાહે તો તરવારનો ઝાટકો મારો પણ શબ્દ ન બોલો, મારી સર્વ આશાને ધુળ કરી નાખનાર એ તમારા પણની સાથે મારે ક્યાં જન્મનું વેર નીકળ્યું. રંગીન રંગીન હું હવે તમને છેલું કહું છું કે મારી માગણી પુરી કરો એ બાબત ફકત હા કે ના એમાંથી એકજ અક્ષરનો જવાબ માગુંછું.

રંગીન–દીવ્યદેવી, તમારૂં દીલ બહુ ઉછાંછળું છે, હું તમારે આધીન છું, અંહી તમારી સામે આખો વખત બેસી રહી તમારી સેવા કરવા તઈયારછું. તમારી દુખાતી લાગણી માટે મારા હૃદયમાં શું થાય છે. તે તમને દેખાડવા આથી વધારે કયો રસ્તો શોધું. તમારી પરની મારી લાગણી દરશાવવા શું કરૂં ? અલબેલી મારી સર્વ વૃતીઓ જો કે તમારામાં લીન થઈ એકતાર બની ગઈ છે પણ

હેમીકા–બસબસ હું હવે સમજી, હવે તમારો જવાબ મારે નથી જોતો, હવે તો એકજ ઈલાજ છે અને તે આજને આજ મારા જીવના જોખમે મારે કરવોજ જોઇએ, તમારા મીત્ર માટે મારા સર્વસ્વનો ભોગ આપવોજ જોઈએ, આજને આજ મારે કાંતો આ કામરૂદેશની રાણીનું પદ લેવું અગર સદાની શાંતીનું રાજય લેવુંજ જોઈએ. હું આજેજ, હમણાજ એ મહોતરૂપી ભયંકર કાર્યની ખીણમાં ઝોકાવુંછું. તમારા પ્રેમને મારી દેહનો ભોગ આપુંછું, બસ થઈ ચુકયું રંગીન હવે જો કદી જીવતી આવી તો પણ તમારા પરનો પ્રેમ તોડી ફોડી નાખવા હું મારા હૃદયને ફાડી નાખીસ, મારી છાતીને વજ્રજેવી દ્રઢતા મારૂં સર્વસ્વ ધુળકરી મારી દરેક લાગણીઓને ભસ્મ કરી આ મારી પ્રેમ વૃતીને બાળી નાખીશ, પણ તમારા જેવા નગુણા અને બે કદર તરફ હવે પ્રેમ ધારવો એ મારી સ્ત્રી જાતીની ઉછાંછળી વૃતીને અણુગમતું છે. આ શબ્દ બોલતાં તે ચાલી નીકળી, રંગીન પાછળ દોડયો અને પરાણે તેને પકડી પાડી પણ તેની જોરાવર ઝડપથી બનેની કુસ્તી મચી રહી, અંતે રંગીને તેને અટકાવી અને ધીમેધીમે પાછો ખેંચી લાવ્યો.

રંગીન—હેમીકાનો હાથ છોડી તેના પગ પાસે ગોઠણભર થયો અને માથું નીચે નમાવી બોલ્યો કે, 'દયાની દેવી આમ નીરદય થાય તો તેના પ્રેમી પીંજરામાં પુરાયેલા પક્ષીની શી દશા થાય, દેવી શું તમારા હ્રદયમાં ભરેલો દયાનો આખો સાગર સુકાઈ ગયો! પ્રેમ મુર્તી તમારા સોંદર્યબાળા રોમેરામમાં ગાજતી આ પ્રેમી પરની માયાનો ગંજ શું સળગી ગયો. મધુરી ! તમારા નંદન વનમાંના પ્રેમના અસંખ્ય ખીલેલા કમળોના બગીચાઓ શું સુકાઇ ગયા ? આહ ! કેવી નીરદયતા ! કેટલી ક્રૂરતા ! વીધાતા આ શું તારી અવળીગતી ! કુદરત તારી કારમી સત્તા આટલી બધી પ્રબળ છે કે એક પલકમાં એકને ઠેકાંણે બીજુંજ વસી જાય ! દમામદાર અસંખ્ય રયાસતથી ઘેરાયેલા કીલારૂપી અલબેલા નગરમાં વસતી નુતન પ્રજાના કીલોલમાંથી એકદમ વેરાન જંગલ બની જાય ? એ કેમ માની શકાય ? પ્રેમીબાળા આ તમારા હ્રદયમાં શો ફેરફાર ! શું કુદરતની ગતી કરતાં પણ તમારી વૃતી વધારે ઝડપવાળી છે ? અચાનક આ કેટલો બધો ફેરફાર.

હેમીકા—સંગત માણસની વૃતીને ચાહે તેમ ફેરવવા શકિત માન છે, તમારી નઠોર વૃતીની સંગતનો પાસ મારા હૃદયને લાગ્યો છે, તમારા નીરદય હૃદયેજ નીરદયપણુ મને શીખવ્યું છે, તમારી ક્રૂર રીતીએ મારા સર્વ ગાત્રો ગાળી નાખી મારા હ્રદયને ક્રૂર બનાવ્યું છે, મારીજ ભુલ થઇ કે મેં તમારા પર દયા કરી, મારીજ ભુલ થઈ કે મારા પ્રેમરૂપી અમૃતનો કળશો તમારીપર ઢોળાવા દીધા, મને ખબર નહોતી કે પથરપર પાણી નાખનારનીજ ભુલછે, કરોડો

વર્ષ પાણીમાં પથર રાખે તોયે તેની કીનારી પણ નરમ થતી નથી, આટલા આટલા દીવસ થયા, તમારા હૃદયરૂપી વજ્રને નરમ કરવા મેં મારૂં સઘળું અમૃત વાપરી નાંખ્યું અને અંતે હવે તદ્દન સુકાઇ ગયેલું મારૂં હૃદય તાપથી તરફડે છે; છતાં તમારી સઘળી દયા તો જાણે, દાનમાં અપાઈ ગઈ હોય તેમ સાવ નઠોર બની મને કીલા વોછો, સતાવોછો, અને અંતે મારૂં સર્વ ધુળધાણી કરી રીબાવી રીબાવી મારી નાખવા ધીરજરૂપી શસ્ત્રનીધાર મારીપર ચલાવ્યે રાખો છો. રંગીન આનો જવાબ તમારે અહીં નહીં તો પેદા કરનારના ન્યાયી દરબારમાં આપવોજ પડશે. જયારે તમો તમારી ધીરજ તો તજવાના નથી, ત્યારે હવે શામાટે નાહક મારૂં હૃદય ઉકળાવવા આમ પ્રયત્ન કરોછો, ચાલો, ખસો; મને જવા દયો; એ માટે હવે તમોને એક અક્ષર પણ ન કહેવાની મેં પ્રતીજ્ઞા લીધી છે, જેથી મારી સાથે એ બાબત ઉચારતા વીચાર કરજો.

રંગીન—પ્રમદા! પ્રીયાંગના! જરા ધીરજ રાખો શાંતથાઓ.

હેમીકા—ધીરજ એ કાતીલ કટારીની ધાર મારાથી હવે નથી સહન થઇ શકિત. ના ઇલાજે એ અસહ્ય વેદના સહન કરવ તદ્દન અશકત થયેલું આ હૃદય હવે હાર પામી મુર્છીત થાય છે. હવે તેને અટકાવવાનો તમોને કાંઇ હક નથી. પ્રથમ તલવાર મારી રહેંસી નાખી પછી તેની દયા ખાવી એ અદભુત નીતી તો આપની પાસેજ જોઇ.

રંગીન—શું કરૂં ? મારી મતી કાંઈ કરતી નથી, મારી અકલ મારી ગઈ છે, મારી શુધ્ધ હરાઇ ગઇ છે, એટલું બોલી તે નીચુ ઘાલી વીચાર કરવા લાગ્યો કે, કેવો સંયોગ! કેવો બારીક સમય! ખરેખર આતો ફસાયા ! આ રાંડ કરકક્ષા હવે એક પળ પણ કોઇ પણ રસ્તે સમજે તેમ નથી કોકીલાની પણ શું મારા જેવીજ સ્થીતી હશે ? અમૃતવેલ લેવા દોડાવનાર શકિત હવે તો કાંઇક સહાયકરો.

હેમીકા—તમે તો મોટી સમાધીમાં લીન થઇ ગયા. પણ મારો હાથ તો હવે છોડો. એ તમારી ચતુરાઈના પેણા હવે ચુલે ચડી ગયા. સમાધી ધરીને બેસવું હોય તો જાઓ ગુફામાં જઈ બેસો ! આતો સ્રીઓ અને તેમાં પણ કામરૂદેશના અવાસ છે સમજયા.

રંગીન તો એક અક્ષર પણ મોઢેથી બોલ્યો નહીં પરંતુ મનમા તો વીચારની ઘટમાળ પૂરીજ રહી હતી. અરેરે અહીં કયાંથી ફસા યા, આને કંઇ ખબર છે કે ‘ આવો બઇ હરખા, તો કહે આપણે બે સરખા, ’ આનું પરીણામ કોણ જાણે શું આવવા બેઠું છે, મહા શકતી પણ રૂસણા લઇ બેઠા, અને આ પનોતી લોખંડ પાયે બેઠી, પણ હવે આનો અંત શું લાવવો, એ જયારે નથી સમજતી તો પછી ઇશ્વરપરજ શ્રદધા રાખવી. માણુસ માત્ર એમજ કરે છે. જયાં સુધી પોતાનું બળ શકતી અકલ વીગેરે કામ કરી શકે છે. ત્યાંસુધી દોડાદોડ મચાવે છે પરંતુ જયારે પોતાથી કાંઈ બની શકતુ નથી ત્યાર પછીજ ઇશ્વરપર શ્રદધા રાખે છે. અગાઉ ઇશ્વર પર શ્રધ્ધા રાખનારા વીરલા માણુસ તો મળવાજ મુશકેલ છે.

આ વીચાર હજુ પુરો નથી થયો એટલામાં વળી હેમીકા બોલી કે, કેમ રંગીન! આ શું માંડયું છે હવે! મને ન અટકાવો, નહી તર આનું પરીણામે તમારૂં અપમાન થશે. હું હજુ પણ તમારૂ માન જાળવું છું તો માનમાંજ રહી મારો હાથ છોડો તો સારૂ છે તમોને આપેલા વીશ્વાસથી બંધાયેલી હું તમોને વીનવીને કહું છુ કે, હવે મને ન છેડો નહીંતર આપણા વચે રહેલી મર્યાદાનો પણ અંત આવશે.

**રંગીન**—ત્યારે શું તમે મારી પર દયા નહીંજ કરો.

**હેમીકા**—આપ્યા વીના લેવાની આશા ન રાખવી ખરૂં તો દયા કરવાની સત્તા આપના હાથમાંજ છે છતાં મારી સરલ ચાલને તમારી એબ ઢાંકવા નીંદોછો. ખેર જે બન્યું તે ખરૂં, રંગીન હુ સમજીછુ કે તમારૂં અને મારૂં છેવટ સારૂં નહીંજ આવે,

**રંગીન**—ત્યારે તમો તમારા વચન પ્રમાણે સહેજ ધીરજ નહીંજ રાખી શકો.

**હેમીકા**—હું મારૂં વચન ઉથાપવા માગતી નથી તેમ મારી ધીરજ પણ હવે મારી સત્તા કબુલ કરતી નથી, માટે એ અશકય વાત વખતો વખત ચુંથી નાહક કંટાળો શીદ ઉત્પન્ન કરો છો.

**રંગીન**—જયારે તમે નથીજ માનતા ત્યારે હવે મારે પણ પણ ન છુટકે તમારો હાથ છોડવો પડે છે, લયો એમ કહી રંગીને હેમાકાનો હાથ છોડી દીધો.

હેમીકા—નીર્લજ થાય તેને કોણ કહે, અંતે છેલે પાટલે જઈ બેઠા. અહાહા ! પુરૂષ જાતમાં આટલી હદ સુધી નકટાઇ હશે એ હું નહોતી જાણતી, ખરેખર આ બાબત મને શંકા યુકત જણાય છે.

અરે એના પ્રેમના વચનો એની લાગણી એના કટાક્ષ એનુ ગદગદીત બોલવું એ બધાં કયાં છુપાઈ ગયાં. એટલું બોલતાં હેમીકા વીજળીની ઝડપથી બહાર નીકળી ગઈ રંગીન વીચારમાં પડી ગયો, ' શું થશે ? એવી ખટપટી ગુચવણમાં હું સપડાઇશ એમ મને ખબર નહોતી.

વાંચક ! રંગીન કોણ છે ? તેનો ખુલાસો મેં આપેલ નથી પરંતુ ચતુર વાંચકને તો સહેજ ખ્યાલ આવી ગયો હશે તોપણ આ સ્થળે તેનો ખુલાસે કરવાની જરૂર છે.

કોકીલા અને શ્રીરંગા શકિતની આજ્ઞાથી અમરવેલ લેવા નીકળેલી છે, કોકીલાને મુસાફરીમાં પુરૂષ વેશ માફક આવ્યો છે અને તેથી આ વખતે તેણે શ્રી રંગાને પણ પુરૂષ વેશ ધરવા ફરજ પાડી હતી તેઓ બને શા રીતે છુટી પડી તે આપણે જોઇ ગયા છઈએ, શ્રીરંગા અત્યારે આ અટપટી બાજીમાં ગુંચવાઈ છે જો કે તે હેમીકા નામની કામરૂદેશ સેન્યાધ્યક્ષ અને અનેક જાદુની અદ્દભુત અધીષ્ટા આ વખતે તો રંગીન અથવા શ્રીરંગાના શુધ્ધ પ્રેમમાં પડી હતી, પરંતુ એ કામરૂદેશની કેળવણી અને તેના અસલ અંશની છાંય તેના અંતઃકરણમાંથી આ કેમ કહાડી શકયો નહી, તેમ કોઈ કામદેવ સમાન અને બત્રીસ લક્ષણો ચતુર

પુરૂષ પણ તેની એ અસલ વૃતીને બદલાવી શકતે કે નહીં તેના પુરાવારૂપ હાલ આપણે તેના વીચાર તપાસીયે.

હેમીકા ત્યાંથી અભીમાનમાં નીકળી તો ગઈ, પરંતુ એકાંતમાં પડતા તેને આગળી પાછળી સુઝવા લાગી. આ કામરૂદેશની હુદમાં મેં જન્મ લીધો, તે દેશના મારા સહુદરોદર કે જે એકજ ભુમીના પટપર અમે સઘળા સાથે ઉત્પન્ન થયેલ છઇયે. જે ભુમીના પટ અને ઉદરથી નીકળતા પોષક તત્વોથી અમે પોષાયેલા છઈએ, તે ભુમીપર અત્યારે મારી મદદ કરનાર મારા મનનો નીશ્ચય હતો કે રંગીન મારો સહાયકારી, મારો પ્રાણુ બચાવનાર અને મને સર્વ બાબતમાં ઉપયોગી સલાહુ આપનાર નીવડશે, તે મારા પ્રેમમાં અંધ થયો છે અને પ્રેમઅંધ શું ન કરે ! પ્રેમીઓના દ્રષ્ટાંતો અને સૌદર્ય રૂપી દીપકના તેજેસ્વી પરંતુ જળહુળતા અગ્નીમાં પડતા હુજારો બલકે લાખો પ્રાણીઓ મેં આ પ્રદેશમાં ફસાતા જોયા છે, પરંતુ આ પુતળું તો અજબ છે. વળી મારી ઈચ્છા, મારી ચપળતા, મારી રાજય કુશળતા, અને મારા પ્રપંચના પાસ રૂપી મારી સર્વ કળા કુશળતા અત્યારે તો નીષ્ફળ નીવડી. હા જો હું રંગીનને ખરી લાગણીથી ચહાતી હુતી, રંગીનના સ્વરૂપમાં અંધ બની હુતી, પરંતુ પેલો સમય કે જે પુરૂષોની સુખી જીંદગીનો અંત લાવનાર છે, જે સમય પુરૂષના ભવીષ્યના દીવસોને હુમેશને માટે અંધકારમાં ડબાવનાર છે, તે સમય મારી વૃતીને ઉશકેરત, મારી બુધ્ધીને ભ્રષ્ટ કરી મારા અધમ વૃતીને ઉશકેરત, અને તેથી બચવા હું ચાહે તેટલો પ્રયત્ન

કરત તોપણ અંતે તો આ ભુમીની પુતળી, આ દેશની અધમ કળા બુધ્ધી મને ઉલટે રસ્તે પરાણે પટકી નાખત.

વૃતીનો માણસપરનો કાબુ અઠંગ છે, એ વૃતીના સર્વ ગુલામ છે, તેમાં પણ પુરૂષ કરતાં સ્ત્રીઓ હવેશ વૃતીમાં ડુબેલીજ છે, હું રંગીનના પ્રેમમાં અંધ બની હુતી,રંગીનના શૌંદર્ય અને ચતુરાઈમાં ડુબેલી હુતી, છતાં મારા મનનો કપટભાવ પ્રકાશના ઝીણા કીર્ણ રૂપે તગતગતો હુતો અને હું તેથી કાંઈક ગુંચવણમાં પડી હુતી. પરંતું જયારે હું પ્રેમ મસ્ત હુતી, મારી સર્વ ઈદ્રીયો પ્રેંમની આજ્ઞાં કીત હુતી. ત્યારે જે દુષ્ટ વ્રતી પોતાની આણ ટકાવી શકી હુતી, તે વ્રતીની સત્તાપર જયારે પ્રેમના નાશ કરનાર સમયની સત્તાનો અમલ થાય ત્યારે તે વ્રતીનો જો હાક તેની દમામ અને તેની રચા સત મારા હૃદયની આરપાર પ્રેમની વફાદારીરૂપ કીલો તોડતા કેટલો વખત લાગે? અને પરીણામ પણ તેજ હતું. પરંતુ આ સમયે જે ફેરફાર થયો તેથી હેમીકાને કાંઇક જુદી અસર થઇ, હેમીકાની પ્રપંચી બાજી ઉધી વળી ગઇ અને એક વખત આ બ્રહ્માંડના કેટ લાક ગોળાઓને ઉલટાવી નાખવાની સત્તા ધરાવનાર હેમીકાનું અખંડ હૃદય આજે ખંડીત થયું.

રંગીનની આશા અને પ્રેમની ઇચ્છા પુર્ણ ન થવાથી મારી પ્રપંચી ચતુરાઇમાં વીક્ષેપ પડયો, મારી વીચીક્ષણ સત્તા નીરબળ થઈ ગઇ, ગજબ થઇ, ખેર થયું તે થયું, થયેલા કાર્યો અને ગયેલા સમયનો અફસોસ કરનાર મુરખ કહેવાય છે. એ મુર્ખાઈના ઈલકા

બને મારે મારા નામ સત્તા અને શકતી ખાતર તજવા પ્રયત્ન કરવો જોઈએ. પણ

પણ રંગીનનું શું કરવું તેના પ્રેમની આશા હજુ અથડાવે છે એ અદભુત અસર મારી બુદ્ધીને બહેંકાવે છે, આહ! કેવો સમય કેવી પ્રતીકુળતા ખરેખર સર્વ ખરાબી થઇ.

પણ કહયુ છે કે, ' હીમતે મરદા તો મદદે ખુદા ' હવે મારે હીમત ધારવી જોઈએ, આવતી કાલ એ અનીષ્ટ એ સત્યાના શીનો દીવસ છે, રંગીનને બચાવવા કાંઈક કરવું જોઇએ એ આશા માટે મારી વૃતીને સંતોષવા માટે મારે કાંઈક જુદીજ બાજી રચવી જોઈએ, હા જો કે અત્યારે રંગીનનો પ્રેમ તજી મારા કાર્યના ઉપયોગમાં લઉં તો અત્યારેજ આ કામરૂદેશની રાણી બની જાઉં, પણ

" પણ ને બણ એતો હવે " એમ બોલતી બાજુમાંથી એક વીચીત્ર હથીયારો ધારણ કરેલી કોઈ લશકરના સેનાપતી જેવા દેખાવથી દમામમાં પુર અદભુત રૂવાબવાળી એક સ્ત્રી દાખલ થઇ સરદારણી એમ કંગાલ શું બની જાઓ છો ? તમારી અદભુત શાકતીમાં આ ફેરફાર અજાયબ જેવું છે.

શા માટે ગભરાઓ છો કામરૂદેશની મહા સતાધારીણી તમે એ કંગાલમાં શું જોયું કે તમારૂં ભાન ખોઈ દીધું.

**હેમીકા**—મણીકા ! શું તું મારા વીચાર જાણી ગઇ, ઉતમ સહચારીણી, મારી ખરી મદદગાર, હું એ પ્રેમના યુદ્ધમાં હારી

ગઈછું. એ પ્રેમના દુતે મને કેદ કરી છે. વળી તું કહેછે કે એ કંગાલછે, પણ મણીકા તું જાણે છે કે માણુસનું મન વીચીત્ર છે તેનું વલણ કાંઈક અદભુત ગતી ધરાવે છે. જો.

'પતંગ દીપક ચહાય છે, શીર મહોતનો માર.
મોહન ભર જે મોરલી, નાગ પ્રેમથી પાર.
ચકોર ચાહે ચંદ્રને, એમાં છે શુ રંગ.
મન માન્યું જયાં જેહનું, જુએ ન રંગ કે ઢંગ.'

તેને હું ચાહું છું, એ મુર્તીમાં કાંઈક અદભુત દેખું છું એ કંગાલ પરંતુ કોમળ વાસનાવાળું કમળ વદન મારા હ્રદયને ડોલાવે છે મણીકા શું કરૂં ?

**મણીકા** - તમે તો ખરેખર ગાંડા બની ગયા છો એ મુર્ખાઇ એટલી હદસુધી તમારી પર અમલ કરી શકશે એવું મને સ્વપનું પણ નહોતું, વળી એથી પણ અધીક અને કોમળતામાં કમળની પાંખડીથી પણ વધારે કોમળ વળી કોઇ માલે તુજાર રાજાઓને, રાજા બાદશાહ જેવાને ફસાવી તમારી સેવામાં હાજર કરવાની મારી શકતી છે, આ પુરૂષમાં એટલું બધું શું ભરાઇ ગયું છે, હા જોકે ચતુર હશે પણ તેથી શું ચતુરાઈ કરતાં માણુસના હ્રદયપર સ્વરૂપ વધારે અસર કરે છે તો આથી સેંકડો ગણા વધારે સ્વરૂપ વાન તમોને મેળવી આપવા વચનથી બંધાઉંછું.

**હેમીકા**—' હહહહ ' હસી બોલી. મણીકા !તું એ શાસ્ત્રમાં હજુ અજાણુ છે, ગાંડી તું જાણે છે કે ડોલરના દશ પુલ, ચંપાની

એક કળી મુરખની સારી રેન, ચતુરની એક ઘડી હજારો ડોલર પણ ચંપાની સુગંધની એક લહેર પાંસે કાંઇ ગણત્રીમાં નથી, તેમ સ્વરૂપવાન પણ મુરખથી આખી જીંદગી વીતાવવા કરતાં ચતુરની સાથે આખા જન્મમાં એકજ વખત થયેલા સમાગમનો આનંદ ઓર છે તેની યાદ આખી જીંદગી સુધી આનંદની લહેર ફેંકતી રહે છે તેના મીઠા અને મોહક શબ્દો રૂપી શલ્ય હૃદયમાં આખી જીંદગી સુધી સાલ્યા કરે છે. એ અદભુત આનંદની એક ઘડી માટે મારૂં મન તલખી રહયું છે, જો પાર પડે તો પછી પતીજ્ઞા કરૂંછું કે આખી જીંદગીમાં પુરૂષ માત્ર મારે અગ્રાહ્ય છે.

**મણીકા**—તદન ચાતરી ગઈ છે, શરીરની ઈંદ્રીયોની શાંતી માટે ચતુરને મુરખની શી જરૂર, હા કદાચ આંખોના આનંદ માટે સ્વરૂપવાનપર લાગણી ખેંચાય પરંતુ ઈંદ્રીઓને જે ભોગ આપવો છે. ઈંદ્રીઓને શાંત કરવા માટે જે કાંઈ જોઇએ છે તેમાં વળી સારૂં નરસું શું. મીષ્ટ ભોજન ચાહે તે પાત્રમાં ખાઇએ તોપણ એ ભોજનનો સ્વાદ તો જેવો હોય તેવોજ રહે છે.

**હેમીકા**—હા એ તારૂં કહેવું મારા ધ્યાનમાં છે. નંદરાજાને ઉપદેશ આપનાર પદમણી અને રાજા ત્રીવીક્રમને ઉપદેશ આપનાર એ આ તારા કહેવા પ્રમાણે દુધના ચાર જાતના પ્યાલા ભરી એ દુધના સ્વાદ માટે જુદા જુદા સોનાના ચાંદીના લોખંડના અને માટીના પાત્રમાં એકજ જાતનું ઉતમ સ્વાદીષ્ટ મીષ્ટ દુધ પીવરાવી ઉપદેશ આપ્યો હતો કે પાત્રમાં સ્વાદ નહીં પણ દુધમાં સ્વાદ છે પરંતુ " પ્રેમ " પછી તે ભલે મદન હોય કે રતી. સાત્વીક ભાવ

નાવાળો દૃઢ પ્રેમ હોય કે ફકત કામવાસના વાળી વીષયી પ્રીતી હોય, પરંતુ પ્રેમ એવી વસ્તુ છે કે જેનો સ્વાદ ફકત ઈંદ્રીય સુખ રૂપ વસ્તુમાં નથી. કારણ ઇંદ્રીને શાંત કરવાથી પ્રેમનો અસ્ત થતો નથી. કારણ ઈંદ્રીના સ્વાદથી નીરબળ પડેલો માણસ પણ એ પ્રીતી ના રસને ચહાય છે, કદાચ અશકતીને લીધે તેનો ઉપભોગ કરી શકતો નથી, તો પણ છેક અંતે સ્થીતી સુધી પ્રીતીમય શ્રૃંગારીક વાત સાંભળી મુખ મળકાવે છે. એટલુંજ નહીં પણ એ રસથી તેના શરીરની સઘળી નસોમાં ફરતું લોહી એ સ્વાદ ચાખે છે. આ પરથી સીદ્ધ થાય છે કે પ્રેમ પ્રીતી નામના રસ એ અસરકારક આકર્ષીક તત્વ છે જે હૃદયની સઘળી વાસનાને પોતાના હુકમમાં દોરી આખા શરીરમાં ફેલાએલી નસોમાં પૂરતા લોહી પર હુકમ ચલાવનાર તેને પોતાના કાબુમાં રાખી પોતાની ગતીને આધારે સઘળા લોહીને ફેરવનાર અને આત્મામાંથી નીકળેલી સ્ફૂર્ણ શકતી ને પણ એ રંગથી રંગનાર છે.

એવી અદભુત શકતી ધરાવનાર એ પ્રેમમય રસીકવૃતી શું ફકત ઈંદ્રીયોની શાંતીથી શાંત થઈ શકે ? એ ચમત્કાર પ્રબળા શુ ફકત ઈંદ્રીયોની ગતી પ્રમાણે ગતી કરે ? તે કદી પણ બની શકે તેમ નથી. એની સત્તા એની પ્રબળ શકતી અને એની આણ તો છેક આત્માની મુળ સ્ફુરીત શકતીસ્ફુર્ણા સુધી છે. તો એ સુષુપ્તી અને તુર્યામાં પોતાની સત્તા જાળવી શકે છે એનીશંક છે ત્યારે ફકત ઇંદ્રીઓની શાંતીથી એ વૃતી શાંત થતી હોય તો તો, માણસ જાતના મહાભાગ્યજ સમજવા.

ઇંદ્રીયો મનને આધીન છે, મન વ્રતીને આધીન છે અને વ્રતી ઓ કર્મથી થતી વાસનાઓના પરીણામ પ્રમાણે મુળ આત્મામાંથી નીકળતી સ્પુર્ણાને આધીન છે. તો એ વૃતી ફકત ઉપરનાં રસ સ્વરૂપપર મોહી પામી અંતરની અદભુત રસ ઝરણને વીસરી જાય એ કેમ માની શકાય.

આત્માની સત્તા છે.ક મન ઇંદ્રીયો અને દેહસુધી સ્પુરેલી છે, છતાં કેટલીક વખત મન અને ઇંદ્રીઓ આત્માની ભ્રમણાનો લ.ભ લઇ સ્વતંત્ર સત્તા ચલાવે છે અને એ પ્રમાણેના કેટલાક અજ્ઞાન આત્માઓ મનની સતાને તાબે રહેછે તેવા કદાચ ફકત ઇંદરીઓના સુખથી આનંદ માને, પરંતું દીવ્ય આત્મા અને વીચીક્ષણ વાસના ઓથી બંધાયેલી વૃતીવાળો જીવ એથી સંતોષ નજ પામે.

પતંગનો દીપક પરનો ભયંકર પરીણામવાળો પ્રેમ કેવા પ્રકારનો છે, એ વીચાર કરતાં પ્રેમની અસર સહેલથી સમજાશે.

માછલાનું શરીર વધારે જળ તત્વોથી બંધાયેલું છે માટે તે પાણી વીના જીવી શકતું નથી એ ફકત દેહમાના તત્વોને આધારે ઉત્પન થયેલો પ્રેમ છે.

માછલાને કદાચ સુવરણ અને હીરા માણેકના ઢગલામાં સંભાળી રાખો તોપણ તે પાણી વીના જીવી શકશે નહીં. કારણ એનો દેહ પાણી વધારે મીશ્રણવાળો છે. તેમ માણસનું શરીર કેટલાક જુદાજુદા તત્વોથી બંધાયેલું છે. જે માણસનું બુધ્ધિસ્થાન

મગજ ઉતમ તત્વોથી બંધાયેલું હોય તેને તેવાજ તત્વો આકર્ષી શકે છે, અને તેથી વીરૂધ અદભુત સોંદર્ય ચોગણી ચતુરતા હોય તોપણ એથી વીરૂધ આત્માને ખેંચાણ કરી શકતા નથી.

તો મણીકા આ મારા હૃદયનું ખેંચાણ કયા પ્રકારનું છે, તે તું સમજી હઇશ તો હવે બોલ કે મારે કયો રસ્તો ગ્રહણ કરવો.

**મણીકા**—તમારૂં હ્રય સમજાયું હવે તમારે કાંઇ કરવાનું નથી, હું મારૂં કામ સમજુછું, તમારો પ્રેમ તમારી પાસે સંભાળી રાખો. તેનું પરીણામ કદચ તમારા હૃદયને દુખદાયક નીવડે તો પણ એ વસ્તુ ચળીત છે, હમેશા ટકાવી શકાય તેમ નથી,તો.તેનો શોક નકામો છે. કદાચ થોડા વખતને માટે આપ તમારા હૃદયને આનંદ આપી શકો તોપણ અંતે એટલે થોડાજ વખતમાં બલકે એ આનંદ પ્રાપ્ત થયા અગાઉ તમે તમારૂં સર્વસ્વ ખોઇ બેસો એ મારે માન્ય નથી તો હવે હું મારી મરજી મુજબ આપણું ઇછીત કાર્ય પાર પાડવા મચીશ તેમાં હવે તમારી સલાહની કાંઈ જરૂર નથી.

**હેમીકા**—નહીં નહીં એમ ન કર.

**મણીકા**—હવે હું એ તમારૂં કાંઇ સાંભળીશ નહીં તમો તમારા અને જે તમારૂં કાંઈ પણ ભલું ઇછે છે તેના હીતને ખાતર ગુપચુપ હૃદય પર પથર મુકી બેસી રહી અને પછી જુઓ કે શું થાય છે.

**હેમીકા**—આહ ! શું કરૂં પ્રેમનો વેદનાને શી રીતે શાંત કરૂં પણ—

**મણીકા**—તમો. સઘળા પ્રેમઘેલા પણ—શબ્દ પર નાચી રહયા છો માટે એ પણ પછી મારે કાંઈ સાંભળવું નથી.

એટલુ બોલતાં મણીકા ચાલી નીકળી, હેમીકા બેશુધી જેવી સ્થીતીમાં વીચારમાં પડી અને નીશ્વાસપર નીશ્વાસ નાખવા લાગી.



## પ્રકરણ ૧૪ મું.

## શકતીનો પ્રતાપ.

કામરૂદેશની રાણી અમૃત મહેલમાં બેઠેલી છે, અમૃત કુંજ માંની અમૃત વેલની સુગંધી પસરી રહી છે, આ સ્થળનાં ખેંચ ણથી સર્વ કોઇ એ અદભુત સુગંધના નીશામાં બેશુધ થઈ જાય ત્યારે માણસ જાતની શી શકતી.

કોકીલાને ખેંચી લાવનાર બંને સ્ત્રીઓ ત્યાં હાજર થઇ તેની સાથે કોકીલા પણ પરાણે ખેંચાઈ આવી, કોકીલાને પુરૂષ વેષમાં જોઈ ઈન્દુમતી આશ્ચર્ય પામી અને વીચારવા લાગી.

‘ વાહ વાહ આવું રત્ન મેં આજ દીવસ સુધી જોયું તેથી આ વરસ મારા ભાગ્યોદય વધારે પ્રકાશથી ઉગી નીકળ્યો.

કામદેવનો પચરંગી દુત જાણે મારીપર અમલ ચલાવવા આવ્યો હોય તેવી તેની આકર્ષક મુર્તી જોતાં મારૂ મન હરાઈ જાય છે.

આ કામરૂદેશની રાણી અનેક પૃથ્વીઓના બાદશાહોને શેહમાં દબાવનાર દઢ અને કઠોરશકિત તે આજે આ મુર્તી જોતાં નરમ બની ગઈ એના મુખનું દરશન થતાંજ મારો સર્વ મદ ગળી ગયો. એના માં સોંદર્ય કરતાં શૌર્ય વધારે ઉછળે છે ? એ કેવી મોહીની.’

કોકીલાને જોઇ ઈન્દુમતી રાણી આમ મનમાં બળવા લાગી પરંતુ ‘ માણુસ ધારે છે શું અને ઇશ્વર કરે છે શું.’

કોકીલા ઈન્દુમતીની પાસે આવીને ઉભી રહી. પરંતુ બંને માંથી કોઈ એક શબ્દ પણ બોલ્યું નહીં, આમ દ્રષ્ટી લડત ચાલી રહી છે એટલામાં મણીકા એક મદઝર હાથણીને લઇ ત્યાં આવી પહોંચી અને નમન કરીને બોલી રાણીજી મહાદેવી મહા અન્યાય થયો છે. ઈનસાપ્ આપો દયા કરો અમોને બચાવો.

ઇન્દુમતીને આ અનાયાસે વીઘ્ન આવ્યું. ઇન્દુમતી અત્યારે પોતાનું બધું શાનભાન કોકીલામાં રોકી રહી હતી, તેની શકિતનો અમલ કરવાની તેને શુદ્ધ નહોતી એ જોઈ મણીકાનો સર્વ હેતુ પાર પડયો.

મણીકાએ પોતાના શરીરને ડાબીબાજુ ફેરવ્યું અને એક હાથ નીચે નમાવી બીજા હાથે તે હાથમાંથી કાંઈ વસ્તુ લીધી અને એ વસ્તુ પકડેલો હાથ ઉંચો કરી ઈન્દુમતી પર એ વસ્તુ ફેંકી કે તરત ઈન્દુમતી નીચે ગબડી પડી.

આજુબાજુમાં અત્યારે કોઈ પણ સ્ત્રી નહોતી, કારણ કોકીલાને જોયા પછી તેણે સરવેને બહાર કહાડી હતી, કોકીલાના પ્રેમમાં તે એટલી મશગુલ બની હતી કે પોતાની જાદુની શકિતરૂપ સર્વ વસ્તુ જયાં ત્યાં વીખરાયેલી પડી હતી, તેમ અમર વેલ પણ તેના શરીરથી ઘણી દુર હતી, જો કે અમૃતવેલનો પવન તેને બચાવવા સમર્થ હતો પરંતુ મણીકાએ જે જાદુઈ પ્રયોગ અત્યારે અજમાવ્યો હતો તેનાપર એ અમ્રત વેલનો પવન અસર કરી શકે તેમ નહોતો, જો અત્યારે ઇન્દુમતી અમૃત વેલની પાસે બેઠી હોત

તો તેની આ દશા ન થાત, પરંતુ તેના અભીમાને અને તેના ભવીષ્યે ભુલાવી ઇન્દુમતી બેશુદ્ધ થઈ જમીનપર પડી કે તુરત તેનો નાશ કરવા તેણે એક મહામાયાના પ્રયોગની સાધના કરી કે જેમાં કોઈ બત્રીસ લક્ષણા મહાવીર પુરૂષના ભોગની જરૂર હતી.

મણીકા કોકીલાને પુરૂષજ માનતી હતી તેથી તેણે એ પ્રયોગ ચાલુ કર્યો.

જમીનપર એક ગોળી પછાડતાં જમીનનું પડ ફાટી ગયું અને તેમાંથી એક અદભુત યોગી અને સળગતી આગની જવાળા વાળો યજ્ઞકુંડ નીકળ્યો. એ કુંડ બહાર નીકળતાંજ મણીકાએ તેમાં કાંઈક નાખ્યું જેથી એ કુંડમાંની આગની ઝાળ વધવા લાગી.

મણીકાએ એ ઝાળ તરફ હાથ લંબાવતા એ ઝાળ કોકીલાની આજુબાજુ વીંટાઇ વળી, કોકીલા તો આથી અચાનક નવા નવા પ્રસંગથી બેશુદ્ધ જેવીજ થઇ ગઈ હતી જેથી તેને આ ઝાળથી કાંઇ વધારે અસર થઇ નહીં. એટલામાં અચાનક ઈન્દુમતી ઉભી થઈ એ જોતાં મણીકા જમીનપર પડી ગઈ.

મણીકાનો આ પ્રયોગ એટલો સબળ હતો કે ઇન્દુમતી કદી પણ ઉઠી શકે નહીં છતાં ઇન્દુમતી ઉઠવાથી મણીકાની વીચાર શકિત ગુમ થઈ ગઇ તેની સાથે તેની સરવે શુધ્ધ બુધ્ધ ઉડી ગઈ.

હજુ તો ઈન્દુમતી ઉભી થાય છે, એટલામાં તે યજ્ઞકુંડમાં એક ત્રીશુળ ધારણ કરેલ દેવી અગ્નીની ઝાળની વચે ઉભેલી દેખાઈ

તેનું ત્રીશુળ ઈન્દુમતી તરફ તાકેલું હતું, આ શકતીને જોઈ ઈન્દુ મતી હીંમત રહીત સાધારણ અબળાથી પણ અબળ નમાલી જેવી ઉભી રહી, તે પછી શકતીએ એ ત્રીશુળ મણીકા તરફ ફેરવ્યું. આથી મણીકા ઉભી થઇ.

મણીકા આ શકિતને જોઈ કોઇ આકરષણથી હાથણી તરફ જોવા લાગી અને તેણે હાથ ઉંચો કર્યો એટલામાં એ હાથણી ત્યાં અલોપ થઈ અને તે ઠેકાણે શ્રીરંગા જોવામાં આવી.

આ સર્વ ચમત્કારથી મણીકા અને ઇન્દમતી મરજી ન છતાં પરાણે શકિતના પગ પાંસે લાંબી થઇ પડી ગઈ.

શકતી પોતાનું ત્રીશુળ સામે ધરી બોલ્યા ' કોકીલા આ અમૃત વેલ છે તે ખાસ તારા કામની છે એ માટે મેં આગળ તને સુચના કરેલી છે તે તું લઈ લે અને તે અમૃત વેલને સંભાળી રાખજે. હુંવે આ કામરૂદેશમાંથી જવા માટે તને મારી શકતી સહાય થશે જેથી તારે કાંઈ ચીંતા કરવી નહીં.

જુઓ આ મારૂં ખપર અનેક જાદુની શકતીઓથી ભરેલુ છે તમે આ દેશની હદમાંથી બહાર નીકળો ત્યાં સુધી આ દેશમાં કોઈ પણ જાતની જાદુની શકતી તમારી પાસે આવી શકશે નહીં.

કોકીલા ધન્ય છે પણ તે કરતાં આ વખતે તો આ તારી સાથી શ્રીરંગા આ સમયે વધારે ધન્યવાદને પાત્ર છે.

હવે જાઓ અને તમારા ધર્મમાં મશગુલ થાઓ. સર્વને પુર્વના સંચીત ભોગવવા જોઇએ તો તે તમારા સંચીતને આધીન થવા અને તમારા પુરવના કરમ અનુસારે બંધાયેલા રૂણબંધથી મુકત થવા ગુણુનીધીની સહાયતા કરવા જાઓ. એટલું બોલીને શકતી ગુમ થઈ ગઇ. મણીકા અને ઇન્દુમતી પથરના પુતળા બની રહી. અને કોકીલા ને શ્રીરંગા ત્યાંથી અમૃતવેલ લઇને નીકળી પડી.



## પ્રકરણ ૧૫ મું.

## કોકીલા ને શ્રી રંગાનું કામરૂદેશથી પ્રયાણ.

વાંચક ! આપણે ગયા પ્રકરણમાં જોયું કે કામરૂદેશમાં શું થયું ! શકિતની આજ્ઞા પ્રમાણે કોકીલા અને શ્રીરંગા ત્યાંથી મુકત થઈ અમર વેલ લઇને ચાલી નાકળી.

જો કે કામરૂદેશમાંથી બહાર નીકળવું એ કાંઈ સહેલવાત ન હોતી, તોપણ મહા શકિત કે જે અગમ નીગમ સર્વે જાણેછે તેની આજ્ઞામાં કાંઇક રહસ્ય સમાયેલું હોયજ. અમરવેલમાં જે અદભુત ગુણ હતા તે ગુણ સુગંધીથી કામરૂદેશના પ્રદેશની તમામ સ્ત્રીઓ ઓળખી શકિત હતી. જેથી કામરૂદેશમાંથી બહાર નીકળવા માટે તેઓને કાંઈ પણ અડચણ થાય તેમ નહોતી.

અમર વેલમાં અનેક અદભુત ગુણો રહેલા હતા કામરૂદેશની ઉત્પતી અને તેની પુર્ણ ચડતી કળા થવાનું મુખ્ય કારણ અમર વેલ હતી. અમરવેલ ચોસઠ શકતીઓમાંની એક શકતી સમાન હતી, તેમ તેમાં દેવતાઓના અદભુત સામર્થ્યવાળા ગુણો હતા, વળી વીશેષ અને ખરો ચમત્કારી ગુણ એ હતો કે તે કોઇ મૃત્યુ પામેલા માણસને સુંઘાડતા તેનામા ફરીથી જીવન આવતું.

રામચંદ્રજીએ જયારે લંકાપર સ્વારી કરી હતી ત્યારે લક્ષમણજીને મુરછામાંથી જાગૃત કરવા એક વનસ્પતીની જરૂર જણાઈ હતી. વનસ્પતીઓમાં મૃત સંજીવની ગુણ રહેલા છે એ

નીસંશય છે. એ પ્રમાણે અમરવેલ પણ પરમ સામરથયવાન ગુણોથી ભરેલી વનસ્પતી પરંતુ અનેક ગુણોના બળથી એક શકતી સમાન હતી. દેવતાઓમાના સ્વર્ગમાં રહેલું અમૃત પણ એવા એક જાતનું સોમરસ છે.

આ અમરવલની કેટલીક શકતી બાબત તો કોકીલા અટકળી શકી પરંતુ અનુભવ વીના તેના સઘળા ગુણો ન ઓળખાયા. અમર વેલનું સામરથ અત્યારે તો કોકીલાને વીજય કરનાર નીવડયું. કામરૂદેશના પ્રદેશમાંના જે જે સ્થાનેથી તે જવા લાગી ત્યાંની સરવ શકતીમાન સ્રીઓ એ અમરવેલની સુગંધીથી નરમ પડી પરાણે દંડવૃત કરવા લાગી.

જાદુ જોરપર તેનું અલૌકીક સામરથય જોઇ કોકીલા એક બાબતમાં વધારે હર્ષીત થઇ, ગુણનીધીનો વીરૂધી કળાધર ફકત જાદુઈકળાથીજ બળવાન છે. તો આ અમરવેલથી કોકીલાને ગુણનીધી બાબત મધુરો સંતોષ વળી ગયો.

આ આનંદથી તે હસતી અને અંગમાં પુલતી હતી શ્રીરંગા પણ આમાંનું કાંઈકાંઈ સમજતી અને વીશેષ સમજવા માટે કોકીલાના મુખપર નીરીક્ષણ કરતી.

તે બનેએ ફરીથી પુરૂષ વેષ ધારણ કર્યો હતો જેથી કામરૂ દેશની શકતીમાન સ્રીઓ તેઓને પુરૂષજ ગણવા લાગી, પરંતુ અમરવેલ જેવી અદભુત વસ્તુ આ પુરૂષોને મળી તેથી રાણી માટે શંકા ધરવા લાગી, ' શું રાણીની શકતી અસ્ત પામી '? શું રાજય

સત્તાનો ફેરફાર થઈ ગયો, આવા ભાવથી તે સર્વ પ્રદેશ ખળભળી ઉઠયો અને રાણીની વીરૂધ્ધવાળું કેટલુંક મંડળ વીશેષ તપાસ કરવા દોડા દોડી કરવા લાગ્યું, પરંતુ હજુસુધી એ બાબત કાંઇપણ ખરી હકીકત બહાર પડી નહોતી.

મણીકા અને હેમીકાની ગુપ્ત સેનીકો સરહદપર અને આખા પ્રદેશમાં ઘુમતી હતી, તેઓને આથી જોકે અજાયબી લાગી, પરંતુ તેઓને તો એક બાબતનો અસંતોષ થયો કે જો રાણીનું રાજ્ય અસ્ત પામ્યું હત તો ચતુર હેમીકાના પોબાર પડયા હત. પછી ભલે તે આ પુરૂષોના બળથી કે તેઓની પ્રપંચી કળાથી પણ આથી આપણે તો ચોકસ લાભજ થયો હત.

આવા ખ્યાલથી એ ગુપ્ત સેનીકાઓ આનંદથી લટાર મારતી હતી અને આ બંને પુરૂષોને ધારી ધારીને જોતી હતી તેમ તેઓના સર્વ ભાવપર ચોકસ નજર રાખતી હતી.

કોકીલાને હવે આવામાં કાંઇ પણ ખ્યાલપર દ્રષ્ટી રાખવાની જરૂર નહોતી, તેઓ બનેને તો અનગળ આનંદજ વ્યાપી રહયો હતો. દુનીયાનો નીયમ છે કે એકનું બુરૂં થાય ત્યારેજ બીજાનું ભલું થાય, એક શ્રીમંતનો પૈસો બીજા પાસે જાય ત્યારે ત્યાં આનંદ વરતાય, અને પેલાને ત્યાં શોકની જવાળા ફેલાય. વળી કોઈ પોતાનું હીત કરવા પ્રયત્ન કરે છે તે પોતાનું કાંઈ પણ હીત કયારે કરી શકે છે કે જયારે બીજાના પઈસા શકતી અગર સુખ પોતાના તાબામાં લઇ શકે છે.

આથી સ્પષ્ટ દેખાય છે, સુખ અને દુખની ઘડી સમાન પૂરે છે તેના કાંટામાં રહેલું વજન અદલ છે, એક સ્થળે હાયપીટ ત્યારે બીજે સ્થળે નાચરંગ, એક ઠેકાણે કહયું છે કે 'દશાનું ચક્ર સદાય પૂર્યા કરે છે, આજે જેને ચડાવે છે કાલે તેને પછાડે છે, આજે જેને પછાડે છે તેને કાલે ચડાવે છે.' વળી

'નથી કોઈની જીંદગી, ગઈ સદા સુખમાંય;
નથી કોઈ સંસારમાં, સુખીયું રહયું સદાય;
ભર દરીયામાં ઓટને, ભરતી આવે જેમ;
ચડતી પડતીની દશા, પડે સર્વપર તેમ;
સુરજ સાંજે આથમી, જેમ ઉગે પ્રભાત;
મનુષ્ય જીંદગીમાં ભર્યા, તેમ સુખ દુઃખ સાથ;
આજ વીજય છે તાહરો, કાલે થાશે હાર,
સ્વપનાવત સુખ જોઈને, શીદ કરે અહંકાર.'

સર્વ સ્થળે આખો વખત અને આખી જાતને અખંડ આનંદ રહેતો નથી, સુખદુઃખનું પૂરતું ચક્ર અગમ્યછે, તેની ગતી વીચીત્ર છે, આ ચતરંગી બાજીમાં હાર પામવાથી રૂદન કરનાર ખરેખર મુરખ છે તેમ જીત થવાની અણીપર આવેલા અભીમાનથી મસ્ત થનાર એથી પણ વધારે મુરખ છે, દુનીયામાં કોઈ પણ માણસ સુખદુઃખ રહીત છે જ નહીં, જયારે સર્વને સમાન સુખ અને દુઃખ ભોગવવા પડે છે, ત્યારે એ કુદરતી બક્ષીસથી કાયર થઈ રડનારા અને એજ બક્ષીસથી આનંદ પામી અભીમાનમાં પુલનાર બેશક મુરખના સરદાર છે.

શું દુઃખથી કાયર થઈ રૂદન કરનારને એ દુઃખ છોડી દેશે? કદી પણ નહીં, જેજે સંચીત જેજે સમયે જેજે કાંઇ ભાગ આ દુનીયાના પટપર આપણે ભજવવાનો છે તે ભજવવોજ પડશે. પછી તેથી અંતરને અસર થવા દયો કે નહીં, આ મહત્વ ભરેલા કારણથી કહ્યું કે.

'સમજ મુરખ માનવી, સુખ દુઃખ રહીત ન કોય,
જ્ઞાની ભોગવે ધૈર્યથી, મુરખ ભોગવે રોય.

રોઈ અકળાઈ કુટીપીટી અંતરને તોડી વીછોડી દુઃખને તાબે થવા કરતાં બનવાનું તે બન્યા કરે છે, દુઃખ એ પણ એ શરીરની પ્રકૃતી છે. કાંઈ પણ જાતની એક ચીંતા હમેશાં કાયમ રહેછે એવી ધારણવાળા ધીરજવાન જ્ઞાનીઓને એ દુઃખ ઘણીજ થોડી અસર કરી શકે છે બલકે એવા વખતે પણ તેનું હૃદય આનંદથીજ પુલેલું રહી શકે છે.

ઈશ્વરે જે જે કાંઇ ઉત્પન્ન કરયું છે તે ધારી વીચારી સમદ્રષ્ટીથી કરયું છે તો તેમાંનો આપણો ભાગ આપણને મળે ત્યારે ઈશ્વરને દોષ દેવા દોડવું એ ખરેખર નગુણાપણું છે.

દુનીયામાં એક પાંસેથી બીજા પાંસે જાય એવીજ સંપતીની ગતી છે, દુનીયામાં જે કાંઈ છે તે છેજ પરંતુ તેનો ફેરફાર થયા કરવો એટલીજ ગતી ફકત પ્રાણીમાત્રને ઉપાધીરૂપ છે, અને એ અદભુત નીયમમાં રાખનાર ચમત્કૃતી છે જેનું નામ માયા છે, જે માયા એ સ્વરૂપે કામરૂદેશની સુખથી અભીમાનની ટોચે પહોં

ચેલી રાણીને અત્યારે રૂદન કરાવ્યું છે અને કોકીલાને આનંદ આપ્યો છે. એજ માયા નીયમને આધીન છે, એ માયા કુદરતની આજ્ઞા અને સંચીતમાં દોરનારી અદભુત શકિત છે તે પોતાની ઇચ્છાથો ગતી કરે છે, તેમાં તે પણ દોષીત નથી એ પરથી મને અત્યારે એક દૃષ્ટાંત યાદ આવ્યું છે કે;-

રામચંદ્રજીએ મહાવીજય મેળવી સર્વને બક્ષીસ આપવા આદર કર્યો ત્યારે હનુમાનને ફકત તેલ (સ્નેહ) આપ્યું, આથી હનુમાનજી વીચાર કરતા મનમાં કહેવા લાગ્યા કે વીધાતાએ મારા ભવીષ્યમાં આવું લખ્યું છે, આથી કરોધ કરી વીધાતા કે જે અત્યારે પોતાના ભુવનમાં નગ્નદેહે નહાતી હતી તેને તેજ સ્થીતીમાં સભાની મધ્યમાં ખેંચી લાવી પટકી નાખી. આ જોઇ રામચંદ્રજીને શોક થયો અને હનુમાનને શાંત કરતાં કહ્યું.

'પરમ ભકત હનુમાનજી! આ તમે શું કર્યું? તમોને જે શંકા થઈ તેનું નીવારણ એજ છે કે આ વીધાતાને નગ્ન અવસ્થામાં મારી સભામાં આમ તમારા જેવા જતીને હાથે ચોટલાથી ખેંચાઈ પટકાવું એવા એના ભવીષ્ય કોણે લખ્યા હશે? વીધાતા તો દુનીયાના ભવીષ્ય લખે છે, પરંતુ આ તેના ભવીષ્ય લખનાર વળી કોઈ બીજી શકિત હશે ખરી?'

આ સાંભળી હનુમાનજી સમજીને શરમાઈ ગયા અને વીધાતાને તજી દીધી. તો ભવીષ્યના સુખ અને દુખની ગતી સર્વ પર સમાન છે પરંતુ આનંદમાં માણુસને ઉછળ્યા વગર રહી શકાતુ

નથી, તેમ દુઃખમાં દીલગીરીથી કોઈકજ મુકત રહેછે, તેમજ કોકીલા અત્યારે આનંદથી ખેલતી જાય છે, જો કે પવીત્ર આત્મા અભીમાનને વીશેષ તાબે થતો નથી: તોપણ તેનો કાંઈકે અમલ થયા વગર રહેતો નથી. શ્રીરંગાની સ્થીતી તો સમવચી છે તેની વૃતી અને સંસ્કાર પણ સદાસમાનતા ધરી રહેલા છે તેમ કોઇ પણ કાર્યમાં તે સમાનપણું જાળવવા પ્રયત્ન કરે છે જેથી તેના ભાગે જેમ વધારે સુખ અને તેથી ઉપજતો આનંદ આવતો નથી તેમ તેના કરમ અનુસારે વધારે દુઃખ અને તેની વ્યાધી અનુભવી પડતી નથી જો કે તે પણ માણુસની દેહ છે તેનો આત્મા પણ જીવ છે પરંતુ તેના સંસ્કાર મધ્યમ છે, મધ્યમપણું સદા સુખકારી છે, આનંદનું સાચું સ્થળ ન્યાયના કાંટાનો મધ્ય ભાગ છે એ સ્થીતીમાં સુખને બદલે શાંતી છે અને એ શાંતી સુખદુઃખની સરવોપરી છે.

કામરૂદેશમાં આ પ્રમાણે અભીમાનના નાશથી દુઃખનું રાજય છવાયું છે ત્યારે કોકીલાના હૃદયમાં આનંદની આણુ વરતે છે, પરંતુ એક ઘડી પહેલાં રાણીની મદમસ્ત સત્તામાં સપડાયેલી કોકીલાની દશા એ સર્વનો ભાસ દેખાડી આપે છે. વાંચક આપણે બહુ આગળ વધી આવ્યાં હવે આપણે ફરીને કોકીલાની સાથે જવું જોઇએ તો ચાલો હવે તે કયાં જાય છે તે જોઇએ. કોકીલા અને શ્રીરંગા ત્યાંથી ચાલતી એ જાદુના પ્રદેશને વટાવી દીધો તે પછી પેલું આનંદો મેદાન કે જયાં તેઓના આ કામરૂદેશમાંના ભવીષ્યની શરૂઆત થઈ હતી ત્યાં આવી પહોંચી. આ સ્થાન

કામરૂદેશની હદ નહોતી, તેમ કામરૂદેશની સત્તાના ફેરફારની ખબર ચોપાસ પૂરી વળવાથી અંહો એ દેશની કોઈ શકિત અત્યારે નહોતી, અને કદાચ હોત તોપણ કોકીલા તો અત્યારે નીરભયજ હતી, પરંતુ માણુસ ચાહે તેવી ઉત્તમ સ્થીતીમાં દાખલ થાય છે, ચાહે તેવી સંપતીમાં ડુબી જાય છે, અને ચાહે તેવો દેહ અને વખતનો ફેરફાર થયા છતા પોતાની આગલી સ્થીતી તદન ભુલી જતા નથી, તેમજ કોકીલાને આ સ્થળ જોતાંજ પોતાની પુરવની નમાલી સ્થીતી યાદ આવી, બે સ્ત્રીઓ તેને હુકમમાં રાખી ઘસડા જતી હતી એ દેખાવ જાણે હમણાજ બન્યો હોય તેમ તેની નજરમાં દેખાવા લાગ્યો, અને એ સ્થીતી યાદ આવતાંજ જે આનંદનો અભીમાન ઉત્પન્ન થયો હતો તે શાંત થઇ ગયો. અને દૃષ્ટીમાં સાદાઇ આવી ગઇ. તેણે સામે નજર કરી અને મનમાં બડબડવા લાગી. ‘ એજ સ્થાન કે જયાં હું થોડા વખત અગાઉ કંગાલ હતી. આહ ! વખતનો શો ફેરફાર ! ખરેખર માણુસની શકિત બળવાન નથી પણ વખતજ વળવાન છે. કહયું છે કે,

‘ કહે વખત બળવાન હે, નહીં પુરૂષ બળવાન,
કાબે આરજુન લુંટીયો, એહ ધનુષ્ય એહ બાણ.
‘ સમય સદા બહુ રંગી, છાંય સમયની ક્ષણુક્ષણુ ફરવાની,
સમય કરેછે હાની, સમય કરે છે સુખદ સમાધાંની.

ખરેખર વખત તારી વીચીત્ર ખુબી છે, સમય તારી બલી હારી છે, નાહક અભીમાનના પવનથી કુદતા ફગાં પોતાનોજ નાશ ચહાય છે અહા ! વખતની સત્તા કેટલી બળવાન છે.

'સહુ નાચે દશા કેરે દાવે, ચડતી પડતીના વારા ફરતારંગો,
દુનીયા બધીને બતાવેરે–સહુ, મુરખ ધરે અભીમાન પણ.
અજબ દશાનુ કામ. કાબે આરજુન લુંટીયો
એહ ધનુષ્ય એહ બાણુ, મેંડકને હાથે ભુજંગને દબાવે-સહુ.

એમ વીચાર કરતી હૃદયના ઉદગાર હૃદયમાંજ દબાવી ન શકવાથી બોલી ઉઠી કે 'શ્રીરંગા જોયો વખતનો ફેરફાર' આ સાંભળી શ્રીરંગા વીચારમાંથી જાગૃત થઇ અને બોલી કે 'હું પણ એજ વીચાર કરૂં છું મોટી બ્હેન.

**કોકીલા**—શ્રીરંગા એક વખતે આ સ્થળેજ હું બે સ્ત્રીઓના હાથમાં કંગાલ સ્થીતામાં પડી હતી અને આજે એ આખો દેશ આપણને જોતાંજ ધરણીપર ઢળી જાય છે શી વખતની ખુબી!

**શ્રીરંગા**—બહેન તેમાં આપણી કાંઇ ચાલાકી નથી, કરનહાર સમરથ છે, મારી કે તમારી કે મહાન યોગેશ્વરની શકિત એનો ભેદ ભણુવા શકિતમાન નથીજ. ત્યારે પછી એ વીચાર શા ખપનો આપણે તો અત્યારે ઇશ્વરનો આભાર માનવો જોઇએ કે આ નબળા અને કંગાલ શરીરને, અત્યારે ઉપાધીમાંથી મુકત કરી આનંદ આપ્યો એ એની કેટલી મહોટી કૃપા એ દયાજનાજ આપણે આભારી છઈએ. સીવાય એમાં બીજો કાંઈ ચમત્કાર નથી વળી મારીપર વીતેલી મને યાદ આવે છે ત્યારે ચોખું સમજાય છે કે જયારે હું મારા દરેક ઇલાજમાં પછાત પડી નીરાશ બની ત્યારેજ એ મહાન દયાળુએ દયા કરી એક પલકમાં કાંઇનું કાંઇ

ફરી નાખ્યું. શું એ ગતીની માટે સહેજ વીચાર કરવાને કોઇ સમરથ છે? કદાચ એમ કોઇ માનતું હોય તો તે ધુળ ખાય છે. મહોટા બહેન મારો તો એ અભીપ્રાય છે

**કોકીલા**—સાચું છે સાચું બ્હેની! એ તારી સલાહ કરોડે થી પણ વધારે કીમતી છે ખચીત હું પણ ભાનભુલી જાઉં છુ અને આ અથાગ સંસારસાગરના મોતીની અફાંળાટમાં ચડી જાઉં છું. પણ એ પરમ પ્રભુની પુરણ કૃપા મારી વાર કરે છે. અહા! તેની એ કેટલી બધી દયા.

**શ્રીરંગા**—ધન્ય છે બહેન! આપના આવા વીચાપર હું વારી જાઉં છું. તમારી બુધ્ધીની ઉતમ ઝળકમાં હું મોહીત થાઉં છું પણ બહેન આ આપની પાંસે રહેલી અમરવેલ શું ગુણવાન છે તેમાં આપણે અનુભવ્યા તેથી વધારે કેટલા ગુણ હશે તે જાણવા માટે મારી માણસી વૃતી ઉછળી છે તો કૃપા કરી આપના ધ્યાનમાં હોય તો કહે શો.

**કોકીલા**—બહેની મોટાઓની કૃપા રૂપ પ્રસાદી ચમત્કારી હોયજ એટલુંજ નહીં, પણ કરોડો માણસની સ્થીતીને ફેરફાર કરનારી શકિત ધરાવનાર સામર્થ્યવાળી હોય જેથી એના ચોકસ ગુણો વીશે તો હું પણ અજાણ છું, પરંતુ તોપણ એટલું તો હું ચોકસ કહું છું કે દુનીયામાં ઉત્પન્ન થયેલી દરેક શકિતમાન વસ્તુ હોવી જોઇએ તેના બે કારણ છે એક તો કામરૂદેશ કે જે પરંપરાથી મહા ચમત્કારી અને અદભુત શકિતમાન દેશ કહેવાય છે તેની જીવન શકિતરૂપ આ વસ્તુના ગુણ અમીપજ હોવા

જોઈએ. વળી બીજી મહાદેવીની આપણીપરની અનહદ કૃપા અને ગુણુનીધીને અત્યારે કોઈ અગમ્ય મદદની જરૂર હોવાથી તેમ કળાધર જેવા જાદુગર અને જાદુની દુષ્ટ સત્તાવાળા અસુર રૂપ રાક્ષસોના નાશની ઇચ્છાથીજ આ વસ્તુ આપણને મળેલી છે તેના માં રહેલા ગુણ અમોપ હોવા જોઇએ.

**શ્રીરંગા**—ધન્ય છે બહેન તમારા બુધિ બળને! જો કે હું દુનીયામાં વીચરૂં છું, અનેક ભોગ ભોગવુ છું, તમારી સંગાથે દરેક અનુભવું છું, પરંતુ જે અજબ શકિત તમારા બુદ્ધિ બળમાં જોઉં છું તેના પરજ હું તો મોહીત થઇ છું, જો કદાચ તમે પુરૂષ હોતતો હું તો ખરેખર તમોનેજ પરણુત. તેમ કોક નામપર મરી ફીટેલી શ્રા દેવીનો પણ આમાં કાંઇ દોષ જણાતો નથી. તમારા સમાન બુધિ બળ સાથે કટાક્ષ ધૈર્ય કૃતી અને હીમતવાળા પુરૂષ પર કઇ સ્રી મોહીત ન થાય? પણ બહેન! જો ખોટું નં લગાડશો હો જો ખરૂ પુછાવોતો તમો સ્રી કરતા પુરૂષનેજ વધારે લાયક છો અને તેથીજ મારો અને ગુણુનીધીનો પ્રેમ કાંઈક જુદાજ પ્રવાહે વળેલા છે એ ભાવને સ્પશ્ટ સમજવાની બા આપણામાં તો શકિત નથીં હા આપણે તો જે સાચું છે તે કહયું.

**કોકીલા**—શ્રીરંગા તું પણ મારી મશકરી કરે છે કે બહેન! આ તારી મશકરી કેવું કાતીલ કામ કરે છે તે તું જાણતી હોતતો અત્યારે એ વાત છેડતાં તારા એ પ્રેમને ઊછાળનારા શબ્દો એ મા હૃદયમાં રૂઝાયેલા પ્રેમના જખમોને તાજા કરયા અને એ

વેદના દેખાડવા આ છાતી ચીરવા સીવાય બીજો ઉપાયજ નથી શ્રીરંગા સાચો પ્રેમ અને તીવ્ર શસ્ત્ર પોતાનો અમલ કેવો બજાવે છે તેના ઘાતો અનુંભવીજ જાણે કહયું છે કે,

‘ કાંટો બરાબર બોરડી કેરો, જેને લાગ્યો હોય,
વાગ્યા વીનાની વેદના તેની, જાણી શકે શું કોય,
ભુખયાનું દુખ શું જાણેરે, જમ્યો હોય ભાવતું ભાણે
પ્રસુતી કેરી વેદના કારી, જાણે શું વંધ્યા હોય,
ઘાયલનું દીલ ઘાયલ જાણે, પ્રેમી દરદ એ જોય.
વીતે તે વેદના જાણેરે, અણવીતી કેમ પ્રમાણે.

**શ્રીરંગા**—બહું ખોટું થયું બહેન ! મને એવી શું ખબર કે આમ તમે લેતા પડશો. આવ બલા તો કે પકડ ગલા તો એ બલાસે ભાગના ભલા, તમારા સહવાસમાં જરા આનંદની વાત કરતાં ઊપાધી હવે એ તો સહુને હોય છે, કાંઇ તમને એકનેજ ગુણ નીધી છે અને આખી દુનીયા કુમારીજ છે શું ? અને કદાચ બહુ લગની લાગી હોય તો જાઓ દોડો એમ ઠંડે પેટે કાં ચાલો છે આ આપણે તમારો સંગાથ છોડયો, સુખી અને દુ:ખીને નબને એક બીજાથી વીરૂધ ભાવવાળાનો સંગાથ અસંતોષી નીવડે છે. તો મારો સંગાથ તમોને કયાંથી ભાવશે.

**કોકીલા**—હમણા તો એમજ થયું છે, તને મશકરી થાય છે, ને મારો જીવ જાય છે. શ્રીરંગા એ સ્યામ. સ્યામની લગની શું કરેછે, અરે એ લગની કેટલી આરપાર ઊતરી જઈ આત્માના

દરેક તત્વોને હાલમ ડોલ કરે છે, એની અસર મારે તને કેમ સમજાવવીબહેન ધીરજ રાખ સર્વનો વખત આવી પહોંચે છે એક દીવસ એવો પણ આવશે કે આ વખતની મારી વેદના તું સમજી શકીશ.

**શ્રીરંગા**—(મનમાં મલકાઈ ને વીચારવા લાગી) એને કયાં ખબર છે કે મારૂં પણ એક સ્ત્રીનુંજ હૃદય છે. પણ આપણે તો ધીંગી ધીરજનીજ મીત્રતા સહાયકારી છે વગર નાહક ઉપાધીનો બોજો માથાપર ઉંચકી ગાડી શ્વાન જેવી ગતી શા માટે ધારણ કરવી.

આ પછી તે બને જણીઓ પોત પોતાના વાચારમાં ગુમ સુમ આગળ ચાલવા લાગી કોઇ કોઈની સામુ પણ જોતી નથી આમ બે ભાન અવસ્થામાં તેઓની મુસાફરી આગળ વધી.

કામરૂદેશનો પ્રદેશ અને તીલસમાતી મહેલ પાછળ છોડી દીધો એટલામાં રાત્રીએ પોતાનું ભયંકર સ્વરૂપ પ્રકાશયું. રાત્રીની શરૂઆત થતાં કોકીલાની શુધિ ઉઘડી અને આજુ બાજુ નજર કરવા લાગી.

**કોકીલા**—શ્રીરંગા આપણે કામરૂદેશથી આસરે એક હજાર કોશદુર નીકળી આવ્યા છઇએ આટલી ઝડપથી આપણે કેમ પહોંચી શકયા હઈશું.

**શ્રીરંગા**—તમારા પ્રેમની પાંખોના બળથી.

**કોકીલા**—આમ મશકરી શ્રીરંગા અત્યારે ગંભીર વીચારનો પ્રસંગ છે, રાત્રી પડી ગઈ છે આપણુને ચેતતું રહેવાની જરૂર છે.

**શ્રીરંગા**—આપણી ચોકી કરનાર તમારો પ્રેમ રૂપી તેજો મય પ્રકાશ શકિતવાન છે તો બીજાની શું જરૂર. વલી સ્ત્રીઓને તો પ્રેમનીજ લગની અને પ્રેમીનું ધ્યન એ સરવે સ્થળે સંગાથે રાખવાની ઉતમ વસ્તુ છે તો એ બાબત શા માટે ચીંતા કરો છો, જાણો છો ખરા કે જેણે એકજ દીવસ એક હુજાર કોશ જેટલે આપણે પહોંચાડી દીધા તે અદભુત શકિત શું આપણું રક્ષણ નહીં કરે.

**કોકીલા**—શાબાશ !શાબાશ !ધન્ય છે તારી અદભુત શ્રધાને એ બાબતમાં તો તુ મારા કરતા ઘણેજ આગળ વધી ગઈ છો અને તારી સગતનો પટ મને પણ મારી ફરજ માટે જાગૃત કરે છે. પણ શ્રીરંગા હવે આજે અહીં કયાંય વીશ્રાંતી લઇશું કે કેમ?

**શ્રીરંગા**—દુખ વગરની દવા પીનાર ગહેલા દરદી મુરખા અંકાય છે શું તમોને થાકની અસર થઇ છે કે શું તમો પોતાની શકિતથીજ હુજાર કોશ સુધી પહોંચી શકયા છે.

જયારે એમાંનું કાંઈ નથી ત્યારે કાંઇક આપણું અંતઃકરણ આપણુને જુદોજ રસ્તો બતાવે છે. આ બાબત હૃદયને પુછતાં સ્પષ્ટ જવાબ મળે છે કે આપણેને છુપી મદદ કરનાર શકિતની ઈચ્છાને આધીન દોરાતા પુતળા રૂપ આપણે છઇએ અને એની ઈચ્છા આપણુને કોઈ ઠેકાણે ખેંચી જવા માગે છે તો આપણે

એ ઇચ્છાને તરછોડવાથી શું એ અગમ્ય ઇચ્છાનુ ધારયું પાર નહીં પડે. અલબત એનું ધારયુ તો થશેજ ત્યારે વગર થાકે આપણે એ ઇચ્છાની અવગણના કરી રોકાઈએ તો વળી કોઈ દુખ મય સખત સપાટાથી આપણે ખેંચાવું પડશે ત્યારે સીધ્ધા રહી દુધ પીવું શું ખોટું.

કોકીલા—વાહ વાહ ઘણીજ સરસ યાદ આપો હું દેહથી નહીં પણ મનથી થાકી ગઇ હતી, કારણ પ્રેમનો કાંટો પોતાની સખ્ત અણી ઘોંચી મને કાયર બનાવી, પરંતુ તારી આ ઉતમ સલાહ અદભુત ચેતવણી માટે તારી આભારીછું, ચાલો ત્યારે આપણું પ્રયાણ ચાલુ રાખીએ એટલું બોલી તે બંને જણી આગળ ચાલવા લાગી.



## પ્રકરણ ૧૬ મું.

## અમરવેલની પરીક્ષા.

રાત્રી અંધકારના પડદાથી દરેક વસ્તુના રૂપને ફેરવી નાખયુ છે સુશોભીત અને સુંદર પણ કાળું અને ભયંકર જણાય છે.

આકાશનો આસમાની ખુલાં રંગ ઘેરા રંગમાં બદલાઈ ગયો છે પૂકત તેમાં ચમકતા તારાઓમા તેજની સહેજ છાંટ આંખને તેજ એવી વસ્તુની ખાત્રી આપે છે.

આ કાળા દમામમાં સરવ ઉજળું પણ કાળુંજ દેખાય છે પરંતુ ઉપરથી કાળા દેખાતા અંતરના નીરમળ અને તેજેસ્વી એ શુદ્ધ પ્રકાશથી ઊત્તમ કારીયની ધારણા રૂપ અસરથી ચેતવણી આપે છે કે કાળા અંધકારના પડદા પાછળ તેજેસ્વી ગુણુયલ વસ્તુઓ આબાદ છે.

આ કાળી રાત્રીનો અમલ કાળા હૃદયનાને જેમ આનંદી લાગેછે તેમ કોઈ કોઇ વખતે તેથી તેની પાયમાલી પણ જાગેછે, પરંતુ શુધ અંતઃકરણની સમાન વૃતીને તો સરવ સમાનજછે. આ પ્રસંગે કોકીલા અને શ્રીરંગા એ વીશાળ કાળા પટને ભેદતી ચાલી જાય છે. તેની ચાલ કોઈ પવન વેગી વીમાનથી પણ વધારે જણાયછે. આ તેઓની અદભુત ચાલ જોઈ આકાશમાં અંતરીક્ષમાં પૂરતા યક્ષ અને જીનાત અને દેવતાઓ પણ આશ્ચર્ય પામે છે.

આ વખતે એક જાદુગર આકાશમાં ફરતા પ્રાણાત્માઓનું નીરક્ષણ કરવા નીકળેલ છે તેના ધ્યાનમાં આ બે યુવાન પુરૂષો આવી ગયા.

તેની આટલી ઝડપથી તદ્દન આશ્ચર્ય પામ્યો અને એ ઝડપ નું કારણ સમજવા માટે તેનું કારણ શોધવાના પ્રયત્નમાં પડયો પરંતુ એનું ખરૂં કારણ તો એક બાજુ રહ્યું પણ અટકળ પણ તેનાથી થઇ શકી નહીં જેથી તે કોણ છે અને આટલી ઝડપ કઈ શકિતના બળથી તેનામાં આવેલી છે તેનો નીશ્ચય કરવા પોતાની જાળ બીછાવવાનો વીચાર કર્યો.

જાદુના બળથી વીચારની સાથેજ તેણે ખુલા મેદાનમાં જમીનથી સવા હાથ ઉંચે એક પર્વત બનાવ્યો અને એ પર્વતે દેખાવ આબેહુબ રાક્ષસને મળતો કર્યો અને તેના અંતર ભાગમાં પોતાની સર્વ જાદુની શકિત સહીત પ્રવેશ કરી જમીનથી અધર ચાલવા લાગ્યો.

પ્રથમ તે આડે રસ્તે ગયો અને પછી કોકીલા અને શ્રીરંગાના રસ્તાની વચમાં આવ્યો. કોકીલા એ અંધકારને લીધે આ કોઇ પરવત હશે એમ જાણ્યું અને તેથી એની વધારે દરકાર ન કરતાં તેની બાજુમાં થઈ આડે રસ્તે જવા લાગી પરંતુ તે સેતાન રૂપી પરવત તો તે બાજુ પણ આડે આવ્યો જેની દરકાર ન કરતાં કોકીલાએ વળી પોતાનો રસ્તો તેની બાજુમાંથી લેવા લાગી પરંતુ એ પરવત તેને ચારે બાજુ આડો ને આડો આવી રહયો આથી તે બને જણીઓ કાંઈક અકળામણમાં પડી.

અંતે કોકીલા બોલી ઉઠી. ‘ શ્રીરંગા આ વળી કાંઇ વીપતીનું નવું વાદળ આવ્યું,

**શ્રીરંગા**—શી ફીકર છે મહોટા બહેન ! આપણે અંધારી રાત્રે આવા ઊજડ અને ભયાનક પ્રદેશમાં સ્રીઓના શરીર છતાં રઝલીએ છઈએ તે પૂકત વીપતી માટેજ તોપછી આવા નમાલા તોફાન આપણને શું કરી શકનાર છે,

**કોકીલા**—તારૂં કહેવું જો કે ખરૂં છે તોપણ અત્યારે આપણે સાવચેતી રાખવી જોઈએ કારણ ઉધમવીના ઇશ્વરની સહાય બલવાન થતી નથી.

**શ્રીરંગા**—તો આપની ઈચ્છાને હું આધીન છું, આ માટે તમોને યોગ્ય લાગે તેમ કરો.

ઉપર પ્રમાણે બને જણીઓ વાત કરે છે એટલામાં તે પરવત રૂપી રાક્ષસ તેની સામે આવીનેઉભો રહયો.

આ રાક્ષસ રૂપી પરવતનું મુખ પરવતની ગુફા જેવુંજ હતું અને એ મહાન ગુફા તેઓની બરોબર સામે દેખાઈ.

**કોકીલા**—આ બલા આપણને અંદર લેવા માગે છે એવી તેની ધારણા દેખાય છે તો આપણે પણ તેના વીચાર પ્રમાણે અંદરજ જવું, કારણ તે સીવાય કાંઇ આપણો છુટકો થનાર નથી

તેમ તે તેની ધારણામાં પાર પડયા પછી કાંઇક બીજી ગોઠવણ કરશે એટલા વખતમાં આપણને પણ ઇશ્વરીની મદદથી કાંઇક વીચાર સુઝશે એટલું બોલતા કોકીલાએ શ્રીરંગાનો હાથ પકડી તે ગુફામાં ઝીંપલાવ્યું,

પેલા જાદુગરની ઇચ્છા આથી પાર પડી એમ જણાયું અને તે બંને સુંદરીઓને એ રાક્ષસીજ શરીરમાં રાખી આકાશ મારગે ઉંચે ચડી ગયો.

બરોબર આકાશના મધય ભાગમાં કે જયાં તેણે પોતાની જાદુઈ કળાથી કેટલાક સ્થાન યોજેલા હતા ત્યાં જતાં તે પોતાની પરવત જેવી રાક્ષસી દેહ નાની કરવા લાગયો.

આ પ્રમાણે એ દેહ નાની થવા લાગી તે જોઇ કોકીલાને અંદર ગભરાટ થયો અને તે બહાર નાકલવા ફાફા મારવા લાગી પરંતું જે ગુફાનું મહોડું મોટું દેખાતું હતું તેના નું થતે થતે તેમાંથી બહાર નીકલાય તેટલી જગ્યા પણ રહી નહીં,

કોકીલા વધારે અકલામણમાં પડી પરંતુ તે રાક્ષસી શરીરનુ સમેટવાનું કામ તો ચાલુજ રહયું તે કાંઈ કોકીલા વીચાર કરી રહે તેની રાહ જોવા અટકયું નહીં.

આથી એ ગુફા નાની થતેથતે કોકીલા અને શ્રીરંગાની આજુ બાજુ ફકત એકાદ હાથ જેટલી દુર રહી આથી શ્રીરંગા અને કોકીલા એક બીજાના શરીર સાથે બાથ ભીડી ગઇ પરંતુ તે ગુફારૂપ શરીર તો ફકત તે બને એકત્ર થયેલી બાલાથી ચાર તસુ છેટી રહી

હવે કોકીલા પુરી વીમાસણમાં પડી અને જેમ સરવ કોઈ અંત અને દુઃખને વખતે ઇશ્વરને યાદ કરે છે તેમ તે શકિતને સંભારવા લાગી. માણુસ માત્રની એવીજ રીતી છે તે બાબત કહયું છેકે

'સુખે સાંભરે સ્ત્રી, ને દુખે સાંભળે નાથ.'

વળી કોઈ નાસ્તીક માણુસ કે જે બીલકુલ ઈશ્વરને યાદ કરવો તો શું પણ ઈશવર એવી મહાશકતી છે એમ પણ ન માનતો હોય તે પણ જયારે ભયાનક દુખથી કચડાય છે, રીબાય છે, ત્યારે હે ઈશ્વર, હે ભગવાન, યા ખુદા, એવી બુમ કુદરતી રીતેજ તેનાથી પડી જાય છે, અને એવે વખતે તેને કાંઈક ઇશ્વર પર શ્રધ્ધા પણ બંધાય છે, તેમજ આસ્તીક અથવા હરીભગત અને ઈશ્વરને ચહાનારા પણ સુખ નીશામાં તો ઇશ્વરને જરાભેર બાજુપર રાખી દેછે પરંતુ દુખનો સમયજ સર્વને સુનીતી અને શ્રદ્ધા પર દ્રઢ કરનારો છે. મહાન રાજા ભતૃહરી સુખના સમયમાં કામદેવનાંજ પુજારી હતા, પરંતુ જયારે પીંગળાનું અકૃત્ય દેખાયું જયારે વીક્રમપર વપરાયેલી અનીતીના દુખસાગરમાં ડુબી ગયા ત્યારે તેણે જાણી બુઝીને અને ખુશીથી દુખી વનવાસ ધારણ કર્યો તે વખતેજ તેને ઇશવરી કોપ ધ્યાનમાં આવ્યો અને એ કુદરતી નીયમને સમજી જવાથી હમેશાં ઉત્તમ નીતી અને મુકતી મેળવવાની રીતી જળવાય એ ખાતર તેણે દુખરૂપ જગલનો વાસ પસંદ કર્યો અને અંતે તે એ આશાને માટે ફળીભુત થયો.

તો દુખનો વખત એજ ઇશવરની સારી ઓળખાણ અને ...ય શ્રદ્ધાનું કારણ સુખ આનંદ અને મોજમજા રૂપી લક્ષ્મી સરૂપી

નદીના ભરપુર પુરમાં ખેંચાતા બહાર ડોકીયું કરવાને તદન અશકત એવા રગીન દુનીયાદારીઓ જે ધર્મપરની શ્રધા રાખે છે ને કાંઇપણુ ફળદાયક નીવડે એમ મને તો લાગતું નથી, કહ્યું છે કે

'વાહવાહરે મોજ ફકીરોંકી, કયા જાને વોહ અમીરી'

દુખ ફકત પૈસાની તંગીમાં છે એમ નથી, દુખના અનેક દ્વાર છે તેની દેહપર હુમલો કરી એ કીલાપર કબજો લેવાની કુશળતા અગમ્ય છે, દેહની આસપાસ પઇસાની સંપતી ભરપુર છતાં દેહુના દરદનું દુખ સ્ત્રીની ગેરચાલ કુપુત્ર દુશમનાઇ અકલની ખામીને લીધે મીત્રો કહેવાતાંની પ્રપંચી યુકતીથી નીપજતા ભયંકર પરીણામ એવા એવા અનેક દુખો દેહ પર અમલ કરી શકે છે, અને તે સર્વ કુદરતી નીયમના આધારે સમયનો સેનાપતી કરી વીજય મેળવે છે.

આ દુઃખનું કારણુ ફકત સુખજ છે જો સુખ ન હોય તો પછી દુઃખ આવેજ કયાંથી? આ પરથી જોવાનું છે કે સુખી માણુસને જો ઇશ્વરી કૃપા મેળવવી હોય તો પ્રથમ સુખના શીખરથી દુખને પહેલે પગથીયે ઉતરવું અને દુખની પગથી પરથી શ્રધ્ધા પગથી પર પગ ટકાવવો, પરંતુ સુખમાં જે શ્રધા દેખાયછે તે અનીયમીત અને દરકાર વગરની હોવાથી અફળ છે.

હીરણ્ુકીશ્યપ અને હીરણાક્ષ રાવણુ અને કુંભકરણુ અને શીશુપાળ વીગેરે અવતાર ધારણુ કરનાર સુળ આત્મા વીષ્ણુના પ્રતીહારોને શ્રાપ થતા તેઓને વૈરભાવે યોની ભોગવવાનું કારણુ

એ શ્રધાનું અનુકરણ દરશાવે છે. પ્રેમભાવથી ભકતીકરનાર પ્રખ્યાત નરસીંહ મહેતો અદભુત પ્રેમ લાગણી ધરાવતાં છતાં જયારે જયારે સંસાર સાગરમાંના સ્વાર્થી તરંગો તેને અકળાવતા જેવા કે કુંવરબાઈનું શ્રીમંત, શામળશાના લગ્ન, પોતાની સ્ત્રી પાછળ ક્રીયા કરવા માટે હુંડી વીગેરે પ્રસંગ આવતાં તે વધારે દીન બની જતાં અને સ્વારથની લાગણી તેનીપર આવા વીષયમાં વીશેષ કરી નરસીંહ મહેતાનો દાખલો લેવાનું કારણ આ જમાનામાં તે પ્રસીધ્ધ છે.

અમલ ચલાવતી તેમ ઇંદ્રીઓના સહેજ ભોગ ભોગવવાની વીટંબણા વખતે પણ અદભુત પ્રેમમય પુજા કરવા યોગ્ય ઈશ્વર પાંસે પોતાનો સ્વાર્થી હેતુ સીધ કરવા રૂપ કાર્યમાં પ્રેરતા અર્થાત ખુલું કહીયે તો સ્વાર્થની સીધી કાંઈકપણ દેખાતી અને એ પ્રેમ મય ભકતી ઉતરતી ચડતી રહેવામાં કાંઇક પ્રેમ લક્ષણા વીઘ્નરૂપ છે. એ વીષય વીષેશ ચરચાતાં ઘણુંજ લંબાણ થાય જેથી મુળ વાર્તાનો ચાલતો રસ ભંગ ન થાય એથી એ માટે બીજે વખતે બોલીશું

હવે જોવાનું એટલુંજ છે કે પ્રેમમય ભકતી અસ્થીર અને અનીયમીત થવાનો વધારે સંભવ છે ત્યારે વૈરભાવ અખંડ છે, વેર અને તેની ઝુમ જો પોતાનામાં શકતીનું પુર્ણ બળ હોય તો એની આગ અખંડ જળહળે છે અને તે શાંત ન થતાં સુધી દુનીયાનો તમામ આનંદ એને કાંઇ અસર કરી શકતો નથી ત્યારે પ્રેમ ભકતી નબળી હોવાથી સમય અને કર્મવાસનાના બળને લીધે ઝાંખી થતાં થતાં અસ્ત થવા જવાનો ભય છે.

શ્રધા એ મુકતીની સીડીનું ફકત પહેલું પગથીચુંછે અને તે પછી બીજા અનેક પગથીયા આગળ ચડવાના છે, તો જે સીડીના પહેલા પગથીયા પરજ સ્થીર ન રહી શકે તો પછી એ કાંઇ ફળ દાયક નીવડે એ અશકય છે.

હવે જયારે એ પગથીપર થઇનેજ જો આપણે આપણા અનંત આનંદ સ્થાનમાં જવાનું છે તો એ પગથી પર ટકવા માટે કાંઇ પણ ભોગે પ્રયત્ન કરવોજ જોઈએ અને તે કાર્ય દુખમાં પાર પડે છે, વળી પ્રેમી જોડા સંયોગમાં આનંદી રહે છે પણ તે વખતે તેનો પ્રેમ જેવો જોઇએ તેવો પ્રકાશતો નથી. વીયોગના દુખથી પ્રેમની કાંતી જળહુળી ઉઠે છે અને એની ધારા અખંડ વહન કરેછે.

'ગરીબીમેં મઝા હૈ યારો અમીરી કયા બીસાત હય;
ડરોમત દુશમનોસેં તુમ, ગરીબી હમોકોં પ્યારી હય;
નીકલતા દીન પલટ જાતા, બખતકી વો સવારી હય;
અમીરીકી મઝાહીસેં, ગરીબી હમકો પ્યારી હય.'

શ્રીરંગા આવા વીચારની હતી ત્યારે કોકીલા હીમતવાન મરદાઈ ગુણુ ધરાવતી ઉદયોગી હતી, તે બનેમાં ગુણુ સમાનજ કહેવાય. આપણા દેશની સ્ત્રીની પ્રમાણે દુખમાં અગર કોઇ પણ વખતે નશીબને અને ઈસવરને આરોપી બનાવી બેસી રહેવા કરતાં ઉદયોગી કાંઈકે કરી શકે છે. અને ઉદયોગનું ખરૂંદ્વાર તો દુખદ સમયજ છે.

જયારે જે માણસને જે વસ્તુ મેળવવા માટે પોતાની સઘળી શકતી કામે લગાડે છે જો કે પરીણામ તો ઇસવરના હાથમાં છે તોપણ તે કાંઇક કરી શકે છે એવું દેખાય છે અને જો કે તે કાર્યની પાછળ પડે તો સ્પુર્ણાની દઢતાથી પાર પણ પડે છે.

આ બાબતના રસનો સ્વાદ કોકીલાએ ચાખ્યો હતો, અને તેથીજ તે ઉદયોગી બની ગઇ હતી, આથી તેનામાં કાંઇ શ્રદ્ધા ઓછી થઈ નહોતી પરંતુ ઉલટું તે સર્વરૂપ શકતી દેવીની પ્રીતી પાત્ર થઈ હતી, કોકીલા આવી ખરાખરીના પ્રસંગે કાંઇ પણ રસ્તો કહાડવામાં પ્રવીણ હતી અને તેથીજ તેને અત્યારે વીચાર આવ્યો કે કદાચ આ અમરવેલમાં આ ઉપાધી ટાળવાનો ગુણ કેમ ન હોય વળી તેણે વીચાર કર્યો કે આ ચારે બાજુનો ઘેરાવો ઘડીભર ચાર આંગળને છેટે અટકયો છે તો તે આપણને ચગદી નાખતાં કેમ અટકી ગયો. માટે ખરેખર આ અમરવેલનું કાંઈક સામર્થ્ય છે અને તેથી તેણે એ વેલ જેવી બહાર કહાડી કે તેની આજુબાજુની ગુફા ધડાકા સમેત ફાટી ગઇ અને તેઓ આકાશમાં અધર રહેલી કોઇ વસ્તુ ઉભેલી દેખાઈ તેઓ આ બલામાંથી લાંબે વખતે ખુલી હવા અને આકાશ જોઈ શકયા તેથી આનંદમાં આવી ગઈ પરંતુ હજુ નો તેઓ સ્થીર થાય છે, એટલામાં પેલો જાદુગર તેની સામે આવીને ઉભો, અને બોલ્યો.

‘ હું તમારી શકતી હવે સમજયોછું માટે જો તમારા જીવનનો તમોને ખપ હોય. તમારો પ્રાણ રાખી તમારે હજુ કાંઇ સુખ ભોગવવાની આશા હોય તો એ તમારી પાસે રહેલી અમૃત

વેલ છોડી દયો ' આ સાંભળી કોકીલાતો એકદમ છેડાઈ પડી તેને અમરવેલના ગુણુની પરીક્ષા હમણાંજ પડી હતી જેથી તે હવે કોઈથી ગાંજી જાય તેમ નહોતી અને કદાચ આ અમરવેલ નહોત તો પણ કોકીલા કોઈને નમ્યું આપે એ વાતજ અસંભવીત છે. આથી તે બોલી ઉઠી.

' અસુર તું આકાશમાં રહે છે. અધર ઉડીને ગમન કરી શકે છે અને દેવ જેવું સામર્થ્ય ધરાવી શકે છે. પરંતુ તારા હમણા સુધીના પડેલા પ્રસંગથી હું કહું છું કે તને જવા દઈએ છઇએ. જો કે ન્યાય રીતે તો તેં સીધે રસ્તે ચાલતા માણુસને અડચણ કરી છેક મૃત્યુના મુખમાં લીધી હતી જેથી તારો ગુન્હો ભયંકર છે, અને તેની શીક્ષા તને થવીજ જોઈએ. પરંતુ અમારૂં હૃદય દયાળું છે, અમે તારા જેટલા નીચ નથી, જે કરશે તે ભોગવશે. અને તારા નીચ કૃત્યનો ઈનસાફ કીરતાર કરશેજ એમ નકીજ માનજે અને તું દેવ નહીં પણ દાનવ છો, સુર નહિ પણ અસુર છો, અને વધારે વીચાર કરતાં તો એમ જણાય છે, તું માણુસ જેવો દેખાય છે. પરંતુ માણુસ નહિ પણ અધમ જાદુગર છે, તો તારા જેવા જાદુગરોને તો હું કુતરા સમાન જાણું છું સમજયો.

અને નકી જાણુજે કે તારા જાદુનું સામર્થ્ય અહીં કાંઇ પણ ઉપયોગનુ નથી, માટે તું જો તારો બચાવ ચહાતો હોય તો તું તારે રસ્તે જા હું તને જવાદઉં છું ' જાદુગર આવું સાંભળી ખડખડ હસવા લાગ્યો તે એટલો બધો હસી પડયો કે એકાદ ઘડી સુધી તે: છાતીપર હાથ રાખી કાંઇ બોલીજ શકયો નહીં.

આ તેનું અટાસ્હાય જોઈ કોકીલાનેય ક્રોધ તો થયો પણ નાહક આ સ્થળે યુદ્ધ મચાવવાના કારણરૂપ પોતે નથવું એમ ધારી તેના જવાબની રાહ જોતી ઉભી રહી. જાદુગર તો હસતો રહ્યોજ નહીં તેણે તો હસવાનો આખો ભંડાર ખુલો છોડી દીધો.

લાંબા વખત સુધી આમ હસવામાં ચેનચાળા કરતો કરતો અંતે તે બોલ્યો. 'છોકરાઓ શું આ બચાની રમત છે કે હું તમારે મન કાંઈ રમકડું લાગું છું કે શું?

**કોકીલા**—મદમસ્ત જાદુગર તારે સુઠનો સ્વાદ ચાખવાની ઈચ્છાજ થઇ છે. તો મારે નીરઉપાય એમ કરવુંજ પડશે તો હવે વધારે વખત ન કહાડતાં તારે કરવું હોય તે કર કે જલદી છેડો આવી જાય.

જાદુગર તેના ચાળા પાડતા બોલ્યો કે, 'નાના એમ અંત નહીં લાવું, છોકરાઓ તમો હજુ જુવાન છો તમારી આશામાં ભંગ નજ કરવો જોઈએ હજુ પણ હું તો તમને બચાવવા માગું છું મારા એકજ ફટકાથી તમો નાનકડા જંતુ નાશ પામશો એ માટે દયાથીજ હું તમોને બચાવી રહ્યો છું.

**કોકીલા**—પણ અંતે તો તારે જે કરવું છે તે કરવુંજ પડશે માટે વખત કરવામાં શું ફાયદો છે. તું સમજયો હોય તો થઇ શકે તે કરીલે અમો સાધારણ માણસની માફક બીકણ નથી અને તેની ખાત્રી માટે તને પ્રથમજ વચનો કહ્યા છે. અને હજુ પણ વધારે કહું છું કે તારા જેવા અધમને તો હું કંગાલ સમજું છું.

**જાદુગર**—ઠીક છે હું પણ જાણું છું કે તમે એમ નહી સમજો તો જુઓ! એમ બોલતાં તેણે પગ પછાડયો કે ચારે બાજુ ભયંકર અગ્ની ભળભળાટ કરતો સળગી ઉઠયો. તેની જવાલ કોઇ માણસરૂપે તો કોઈ પશુરૂપે તો કોઇં યક્ષરૂપે ચારે બાજુથી કોકીલા અને શ્રરંગાને ઘેરી લીધી પરંતુ કોકીલાઆથી કાંઇ પણ ન ગભરાતાં અમરવેલ તેણે હાથમાં રાખી જેથી આ અગની તેનાથી દુર જતો જતો અદ્રશ્ય થઈ ગયો.

**જાદુગર**—કેમ જોયું હવે તમોને નાશ કરતાં મને કેટલો વખત લાગે તેમ છે, તેની ખાત્રી થઈ.

**કોકીલા**—આથી શું તું અમને બીક બતાવે છે. શું અમને તો છ મહીનાના બાળક સમજે છે મુર્ખા તારી ચતુરાઈ ચુલે ચડી ગઇ છે તારા નાશેજ તને અમારો ભેટો કરાવ્યો છે. હજુ પણ કહું છું કે ચેત, પેલો જાદુગર સમજયો કે આ અમર વેલના ગુણના જાણીતા છે જેથી મારી જાદુની કોઇ ક્રીયામાં તો પાર નહીં પામું પરંતુ કાંઇ છળ ભેદથી વખત પર ફાવી શકાય એવો વીચાર કરી તે ત્યાંથી નીકળી ગયો.

આ અધમને ગયેલો જાણી કોકીલા તથા શ્રીરંગા ત્યાંથી ચાલી નીકળી.

તેઓ રસ્તામાં ચાલી જાય છે. ત્યાં જુદી જુદી જાતના અનેક ખેલ દેખાવા લાગ્યા. રાત્રીનો અંધકાર એવા ખેલમાં વધારે મદદ કરતો હતો પરંતુ કોકીલા તો તે કશાપર ધ્યાન ન આપતા ચાલવાજ લાગી. પેલા જાદુગરે હવે એક કપટની બાજી ગોઠવી.

આમ રસ્તામાં અનેક ચમત્કારો દરશાવી તે પોતાની બાબત ભુલાવવા માગતો હતો જેથી અનેક ચમત્કારો કર્યા પછી તેણે એક અલકાપુરીના વીલાસ સ્થાન જેવું એક સ્થાન રચ્યું જેમાં આરામ કરવા માટે અનગળ વસ્તુઓ ભરેલી છે એ ભુવનની શોભા ખરેખર સ્વર્ગના ભુવન સમાનજ હતી.

આ ભુવનની બે બારીઓ ખુલી છે અને તેમાંની એક બારીમાં એક પુરૂષ અને બીજી બારીમાં એક સ્ત્રી ઉભેલી દેખાઇ.

એ ભુવનમાં ઉભેલી સ્ત્રીએ આ બંને પુરૂષોને જોઈ બોલવા લાગી 'સુંદર જુવાનો! એ બાજુ કયાં દોડયા જાઓ છો! એ બાજુ અત્યારે ચાલવામાં મહોટો ભય છે. અને એજ કારણથી અમો પરમાર્થ વૃતીએ દરેક મુસાફરને મદદ કરવા અહીં રહીએ છઈએ તો હવે થોડો વખત અહીં આરામ લયો.

કોકીલાના હૃદયમાં અત્યારે અનેક બાબતો યુદ્ધ મચાવી રહી હતી તેમાં અચાનક આવતા અનેક પ્રસંગોથી તેનું હૃદય થાકી ગયું હતું જેથી અહીં સહેજ વીશ્રાંતી લેવાની તેને ઈચ્છા થઈ. શ્રીરંગાને આ કોકીલાના વીચાર બાબત કાંઇ અસર થઈ નહીં તેને તો ફકત ઈશ્વરપર પુર્ણ વીશ્વાસ હતો. જેથી આ બાબત કાંઈ વધારે આનાકાની ન કરતા કોકીલાના મતને અનુકુળ થઇ તે ભુવનમાં દાખલ થઈ. આ ભુવનની અંદરની રચના ઉપર કરતાં હજાર દરજે સરસ હતી, આ ભુવનના સુખ ભોગના સ્થાન જોતાંજ કોઈને પણ ત્યાં બેસવાનું મન થાય પણ આતો ઉલટું

કોકીલાને એવુજ જોઈતું હતું જેથી તે અંદર દાખલ થતાંજ એક આરામ સ્થાનપર પડી શ્રીરંગા તેની સામે બીજા આરામ સ્થાન પર બેસવા જાય છે એટલામાં તેને કાંઇક વીચાર આવવાથી ત્યાં ન બેસતાં ઉભી રહી.

શ્રીરંગા હજુતો વીચાર કરે છે એટલામાં અંદરથી પેલી સ્ત્રી ત્યાં આવી અને બોલી.

'કેમ તમે બેસતા નથી' એટલી બધી શું ધાડ આવી છે કે આખી રાત દોડાદોડ કર્યા કરો છો જે થવાનું હશે તે થશે તેમાં તમારી હુંશીચારી શું કામ લાગવાની હતી.'

**શ્રીરંગા**—તમારૂં કહેવું ખરૂં છે પરંતુ મને હજુ થાક નથી લાગ્યો આ મારા ભાઈ એક બેઠા છે એટલે બસ કોઇને વધારે અડચણ કરતા થવું નહીં એવો મારા નીયમ છે.

**સ્ત્રી**—અહોહો! એમાં વળી અડચણ શુ થવાની હતી? શું તમારા બેસવાથી આ જગ્યા ઘસાઈ જવાની હતી! અને જો ખરૂં કહું તો તમારા જેવા મહેમાન અમારે ત્યાં કયાંથી. અમારે તો આજે સોનાનો સૂર્ય ઉગ્યો છે.

આ ઉજડ જંગલમાં જોકે અનેક આવી જાય છે. પરંતુ તમારા જેવા લાયક અને મોહકની સેવા બજાવવાની તક સહેજ માં મળતી નથી, જેથી અમારે મન તો આજ આનંદનો દીવસ છે વળી અમારી પાંસે સપતી ભરપુર છે જેથી ફકત ઇશ્વર પ્રીતી અર્થે આ એકજ કામ અમારે કરવાનુ છે તેમાં વળી પાત્રજ દાન જેવો વખત આજે મળ્યો એજ અમારા ધન્ય ભાગ્ય.

**શ્રીરંગા**—બાઈ તમારૂં કહેવું હું અક્ષરે અક્ષર માનું છુ તમારી આવી સદવૃતી માટે હું પણ તમોને ધન્યવાદ આપું છું પરંતુ માણસે સમજવું જોઇએ કે જેને જે વસ્તુનો ખપ છે. તેનેજ તે વસ્તુ આપવી તો તે પાત્રદાન થાય છે અથવા તેનો સદઉપયોગ થયો ગણાય છે, પરંતુ જેને જે વસ્તુ કામની નથી તેને પરાણે આપવાથી તે નીર્થક જાય છે. અને તેથી આપણી કોઈ ધારણા પુરી થતી નથી તેમ પરાણે નાખ નાખ કરવાથી સામાને કંટાળો આવે છે અને તેથી ઉલટું પરીણામ આવે છે

**સ્રી**—વાહ તમારી ચતુરાઈ! ધન્ય છે આજનો દીવસ! કે અમારે આંગણે તમારા જેવા ઉતમ પુરૂષના ચર્ણ થયા અને અમોને ખરો લાભ તો એજ થયો કે તમારા જેવા ઉતમના દર્શન થયા એટલું બોલી તે સ્રી પાછી અંદર ચાલી ગઇ.

આ કોચ પર શ્રીરંગા શામાટે ન બેઠી તે બાબત કોકીલા હજુ વીચાર કરે છે એટલામાં કાનને ફાડી નાખે તેવો એક ભયંકર અવાજ થયો અને તે આખો મહેલ અલોપ થઈ ગયો. અને શ્રીરંગા ખુલ્લા મેદાનમાં રહી ગઇ

આ પ્રમાણે કોકીલા અને શ્રીરંગા જુદી પડી ગઇ છે.



# પ્રકરણ ૧૭ મું

## માયા વીલાસનો ચમત્કાર.

એકમેકથી પ્રકાશની વચેના મધ્ય પરંતુ ઘેરા પ્રકાશ જેવો ગુલાલી રંગ આકાશે ધરી લીધો છે.

જે સ્થળ પરથી આકાશનો આવો ગુલીસ્તાની રંગ દેખાય છે તે સ્થળની ભુમી વ્રળી એથી પણ વીશેષ ઘેરી લાલીથી છવાયેલી અને એ ભુમી પરના રંગથીજ જોનારની આંખે આકાશ ગુલાલી દેખાય છે. જે સ્થળની ભુમી આટલી લાલી ધરાવે છે અને તેથી કુદરતના રંગમાં ફેરફાર કરી કુદરત કરતાં પણ વીશેષ સૌંદર્યવાન કરવાની શકિત ધરાવે છે તે ભુમી ઉપરનુ કેવું અદભુત અને દીવ્ય સ્થાન હશે. બેશક જેવી આ ભુમીની ગહેરી ઘટાવાળી અત્યુતમ સૌંદર્ય શકિત દેખાય છે તેજ પ્રમાણે તે ભુમીપરનું સ્થાન પણ અદભુત નવરંગી છેજ.

એ ભુમીપરથી નજર કરતાં આકાશની ગુલાલી ઝાંઇમાંથી એક લીલો દંડ કમળનો ડાંડો પુટેલો દેખાય છે.

દરેક ઝાડ જમીનપર ઉગે છે અને તે વધીને આકાશ તરફ જાય છે ત્યારે આ કમળ વૃક્ષ ઉલટીજ રીતે ઉગેલું છે.

કમળનું વૃક્ષ હમેશાં પાણીમાંજ ઉગે છે તેમ આ કમળ દંડ આકાશમાં જાણે અમૃતનું ગુલ્ય સરોવર ભરેલું હોય તેમાંથી પુટેલો દેખાય છે.

કમળના પાતરાં અને કમળ પુલો પાણીની ઉપર તરી રહે તેમ આ ગુલાલી ઝાંઈને અદભુત રંગથી ભેદતું આ કમળના ડાંડામાં એક વીસ્તીર્ણ કમળ હજાર પાંખડી ખીલાવી ખીલી રહ્યું છે. એ કમળનો દાંડો જો કે શુદ્ધ લીલમની જડતર કીધેલો કોઇ રાજયડંડ જેવો દેખાય છે તેમ તેના પર કોઇ કોઇ સ્થળે અમુલ્ય હીરા માણેક વીગેરે નગીના નંગની જડતર કરી હોય તેમ તેની શોભામાં વધારો ને વધારો કરે છે.

આ કમળની દરેક પાખડીઓ જુદા જુદા જવાહીરની જુદી જુદી કંકણુ આકૃતીઓ વાળી કરોડો કીર્ણાથી પ્રકાશતી દેખાય છે. આ અદભુત સ્થાન એક ઉજડવન છે. પરંતુ તેમાં વસ્તી પ્રજા સઘળી જાતના પુષ્પો છે. આ પુષ્પવનની રચના એવી અદભુત દેખાય છે કે તે પુષ્પ કોઈ વૃક્ષ પર ઉગેલ હોય તો તે વૃક્ષની ડાળવેલી વીગેરે દેખાવા જોઇએ તેમાંનુ કાંઈ દેખાતું નથી.

એ પુષ્પો વીવીધ રંગ અનંગ રંગી ચારે બાજુ છવાઈ ગયા છે.

જે તરફ નજર કરો તે તરફ ફકત પચરંગી પુષ્પની ઘટા સીવાય બીજું કાંઇ દેખાતું નથી. વળી આ પચરંગી પુષ્પો એવી રીતે ગોઠવાચેલા છે કે તેનું જાણે કોઈ જાતનું ભરત કામ કર્યું હોય નહીં ? જુદા જુદા બુટા જુદા જુદા શસ્ત્રોના દેખાવ અને જુદા જુદા સ્વર્ગના ભુવનો દેખાડતું આ ભરત કામ જ્યાં જાય

જે જે રંગના પુષ્પની હાર અથવા ગુચ્છ જોઇએ તેટલાજ તેજ રંગના પુષ્પો ત્યાં છવાયેલા. આથી આ પુષ્પવન જંગલ જેવુ. નહીં પરંતુ અનંત બ્રહ્માંડોમાંના સર્વ વીલાસ સ્થાનમાં સર્વથી શ્રેષ્ઠ વીલાસી સ્થાન દેખાય છે.

આ પુષ્પવનની આટલી અદભુત બારીક વીચીત્ર અને અકળ રચના કોણે કરી હશે? એ સુંદર સ્થાનનો ભોકતા કોણ હશે? એ વીચાર થાય છે. આવું અદભુત કાર્ય કોઈ માણુસથી બનવું તો તદન અસભવીત છે.

આ રચના ગોઠવતાં માણુસને તો જુગના જુગ વીતી જાય તોપણ એ બની શકેજ નહીં ત્યારે કોઈ કલ્પવૃક્ષ અને ચીંતામણીના ભોકતા દીવ્ય તેજેસ્વી દેવતાઈ રચના હશે! વાંચક ધીરજ ધર, એ બાબતનો ખુલાસો સમય આવ્યે થશેજ. પુષ્પવન અને ગુલાલી આકાશમાંથી પુટેલા કમળ દંડ પર ઉગેલું હજારો માણેકથી ભુષીત હજાર પાંખડીયો જયાં ખીલી રહે છે તે સ્થાન એક કનકપાળના સરોવર ઉપર છે જેવું આ સ્થાન અને આ નવનીલ કમળ જે પર લટકી રહ્યું છે. તેને છત્ર રૂપે ધરનાર સરોવરમાં શી ખામી હોય.

આ સરોવરનું જલ એટલું નીરમળ છે કે તેમાં ગુલાલી આકાશ અને કમળ આબેહુબ બારી કે બારીક પુરણ વસ્તુ દેખાય છે.

આ કમળની શોભા જોવા માટે તે પર નજર કરનાર એનાપર જળ હુળતા જવાહીરના તેજથી અંજાઇ જાય છે અને એ તેજી બળથી એ કમળનું બારીક વરણુન હૃદય સમજી શકતું નથી તેથીજ જાણે આ નીચેનું સરોવર કરચું હોય નહીં.

વીચીત્ર પુષ્પવન ગુલાલી આકાશ મનહર કમળ દંડ અને તેજોમય કમળની હજારો પાંખડીઓ એ કાંઇ અદભુત ઓછું નથી તોપણ જાણે તેમાં કાંઇક ખામી રહી ગઇ હોય તેમ તે કમળની પાંખડીઓપર કોઇ અદભુત પાણીવાળા ચાર તરવારો ( સમશેરો ) લટકી રહી છે. આ તરવારોનું પાણી તેના પ્રકાશથી ઓળખાઈ આવે છે અને તેમાં પણ કાંઈ કીંમતી હોય તેમ તેની મુઠ વીચીત્ર જવાહીરોથી જડેલી છે આવી એકજ સમશેર જો કોઇ માણુસ જાત પાંસે હોય તો તેના જવાહોરના બળથી તે આખા દુનીયાના બાદશાહ કરતાં વધારે શ્રીમંત ગણાય. વળી આ સમશેરના તેજી પાનાનું પાણી એટલું બળવાન છે કે તે સમશેર ધારણ કરનાર સહેજમા ત્રણ લોક સ્વરગ મૃત્યુ ને પાતાળનો (ધણી) બાદશાહ થઇ શકે. જયારે આ સમશેરો દરશનથીજ આટલી પ્રબળ દેખાય છે ત્યારે તેનો ઉપયોગ થતાં તેનામાં ખરેખરૂં કેટલું અથાગ તેજો બળ હશે તેનું માપ કરવા હાલતો આપણા શકિત અસમરથ છે.

જયારે આવી અદભુત વસ્તુ આ કોઈ પણ પ્રાણી વીનાના સ્થળમાં રહી છે ત્યારે તેને લેવાની સર્વને ઈચ્છા થાય, અને એજ પ્રમાણે કેટલોક વખત થયાં પ્રયત્ન કરતાં ચાર મુસાફરો એક પછી એક અહીં આવેલા છે અને તેઓમાંના દરેક એમાંની એક એક તરવાર હાથ કરવાની ઉમેદ રાખી છે. પરંતુ દેવતાઈ વસ્તુ એમ કાંઈ સહેજમાં મળી જતી નથી.

જે વસ્તુ આટલી અદભુત અને અમુલ્ય છે ત્યારે તેમાં બીજો પણ કાંઇ ચમત્કાર હોવોજ જોઇએ, અને હતું પણ તેમજ. આ અદભુત અને અમુલ્ય વસ્તુનો રક્ષણ કરનાર ચમત્કાર એ હતો કે જો કોઇ માણસ અગર દેવ જીન અગર જક્ષ કીનર કે ગાંધર્વના મનને લાગતું કે એ વસ્તુ સહજ મળી શકશે, એટલે તેની ઉંચાઈ ફક્ત સહેજ હાથ ઉંચો કરયે તો લઈ શકાય એટલી હતી.

પરંતુ તેની ખુબી તો ન્યારીજ હતી, જેમ પાણીનો તુર્ષાતુર માણસ ઝાંઝવાના જળનું વીસ્તીરણ સ્થાન જોઇ તે તરફ જતાં તે દુરને દુર થતું જાય છે, તેમજ આ અમુલ્ય વસ્તુને હાથ કરવા તેની નીચે જઇ હાથ ઉંચો કરતાંજ તે ફક્ત બે આંગળ જેટલું દુર રહે એટલું ઉંચે ચડી જાય છે. આ બે તસુનો તફાવત ભાંગી નાખવા કોઈ માણસ બીજી ગોઠવણ કરી પાંચ ફુટ જેટલો ઉપર હાથ પહોંચાડે તોપણ તે કમળ ઉંચુ ખેંચાઈ જતાં એ વસ્તુથી લલચાયેલા હાથથી બેને બે તસું ઉંચુ રહે છે.

આ અદભુતતાથી ત્યાં અનાયાસે આવી ચડેલા ચારે મુસાફરો આ કમળને લેવા માટે ખુવાર થતા હતા છતાં તેની લાલચ છોડી શકતા નહોતા.

પાણી માટે બહુજ તુર્ષાતુર થયેલો ઝાંઝવાના જળ જુઠાં છે એવો ખ્યાલ કરવાને કેવળ અશકત છે.

કદાચ જંગલમાં વસનારા અને એ વીષયના હુમેશ અનુભવમાં આવનારા કદાચ એથી વીમુખ છે. પરંતુ તેથી શહેરમાં વસનાર ચકોર ચતુર વીદ્વાન અને શાસ્ત્રજ્ઞ પંડીતો કે જેણે પોથાઓની મદદથી આવી બાબત હજારો વખત ચુંથી નાખેલી હોય પરંતુ અનુભવ વગર જો તે આવે સ્થળે તુર્ષાતુર હાલતમાં જઈ ચડે તો તેની ચપળ અને આત્મીક બળ વાળી બુદ્ધિ પણુ થોડો વખત ઉંધીજ વળી જાય છે.

આ અદભુત વસ્તુ માટે પણુ એમજ થયું હતું, તે ચારે મુસાફરો પુરતી રીતે સમજી ગયા હતા કે આ ચમત્કારી વસ્તુ આપણા હાથમાં આવવી અશકત છે તોપણ આશા તજી શકતા નહોતા અને તેમજ તુષ્ણામાં ઘેરાયેલ દુનીયાપર ઉત્પન્ન થયેલો કયો પ્રાણી એવી આશા છોડી શકે છે? કોઈજ નહીં.

આ વીષય વાંચનાર કદાચ આ મુસાફરોને તેઓની આ ખોટી આશાથી મુરખ ગણુશે પણ તેમાં વાંચનાર તું કદાચ ભુલ ખાશે. જો દુનીયાપર નજર કરીશ તો એનો ભેદ ખુલો સમજાશે અને એ છતાં કદાચ તારા મનને કાંઈ શંકા રહેતી હોય તો તેનું નીવારણુ આગળ થશે. આ ચાર મુસાફરો એ કમળપર લટકતી ચાર તરવારોમાંની દરેક જુદી જુદી તરવાર માટે અકેક જણુ લલચાયો હતો.

એકજ તરવાર માટે બે જણા હજુ સુધી હરીફ થયા નહોતા નહીંતર એનું કેવું ખરાબ પરીણામ આવત તે હાલતો કલ્પી શકવું મુશકેલ છે.

એક સંધ્યા સમયે આ પુષ્પવન પુર્ણ લાલીથી છવાઈ ખીલી રહયું છે, ચારે બાજુથી સુગંધી સમીર સાધારણ માણસને બે શુદ્ધ બનાવે છે તે વખતે આ ચારે મુસાફરે તે પોતાને પ્રીય વસ્તુની લાલસાથી કોઈ ભુખના દુ:ખથી મીષ્ટ ખોરાક તરફ જોઇ રહે તેમ જોઇ રહયા છે.

આ વખતે એ વનમાં કોણ જાણે કઇ દીશાએથી કંદ્રા તથા શ્રી દેવી કે જે કંદ્રાપ રાક્ષસની ગુફામાંથી સાથે નીકળેલી આપણે જોઈ છે તે આવી પહોંચી. આ વનમાં દાખલ થતાંજ શ્રી દેવી તો ચકર વકર થઇ ગઈ. આ ચમત્કારી સ્થાનની રચના જે નજરે દેખાતી હતી તેવું સ્વપ્ન પણ કોઈ દીવસ નહીં આવ્યુ હોય એવા ખ્યાલથી શ્રીદેવી તો આ વનમાં દાખલ થતાંજ પુતળાં જેવી સ્થીર થઈ રહી, અને તે સાથે તેના હૃદયના ધબકારા પણ થોડો વખત બંધ રહયા, પરંતુ ચારે બાજુની સુંગધીની હવા તેને અસર થતાં શુદ્ધિમાં આવી. તે જોઈને કંદ્રાએ પુછયું કે, ' કેમ શ્રી દેવી! આ આપણે કયા સ્થાનપર આવ્યા છઇએ, તે આપતો શકિતના સહાયક ખરેખર શ્રી દેવ સમાન છો તેથી મને સમજાવશો.

શ્રી દેવી તો આ કંદ્રાના ઉલટા પોતાને પુછેલા સવાલથી વધારે અકળાઇ. હજુતો કંદ્રાને પુછવા માટેનો વીચાર તેના

સ્પુરણમાં આવ્યો નહોતો તે અગાઉતો આ ગેબી ગલોલો કંદ્રાના મુખમાંથી સામો પડયો. તોપણ પોતાની શકિતની સહાયતા માટેની મ્હોટાઇના શબ્દો તેના કાનમાં ધુમી રહયા હતા તેથી પરાણે ધીરજ ધરી રહી. મોટાઈ કોને પ્રીય નથી ? પોતાના વખાણ (સ્તુતી) સાંભળી ઈશ્વર પણ ખુશી થાય છે એમ આખી દુનીયાનો નીશ્ચય છે.

ત્યારે એ મોટાઈ અજ્ઞાનતાથી તજતા નીર અભીમાની માણસને પણ નાપસંદ આવે ત્યારે જેવી વૃતીમદથી મસ્ત જેનો અભીમાન સદા જાગૃત છે, જેના દેહના રજકરણો કાંઇક એવાજ ગુણવાળા છે અને જેની વાસના એવાજ સંસ્કારોથી મઢાયેલી છે એવું પાત્ર શ્રી દેવી પોતાની મ્હોટાઈના વખાણ સામાના મુખમાંથી નીકળતાં છતાં એ માનને તજી દયે એ કેટલું અસંભવીતછે. શ્રી દેવી માનવંતી સ્ત્રી જાતીનો ખરેખર નમુનો છે, ત્યારે કંદરા સુલક્ષણના અલંકારથીજ ભુષીત છે, શ્રી દેવી મદમસ્ત રાજયમાં પુરણ અભીમાનમાં ઊછરેલી છે અને તેની સંસ્કારી વૃતી પણ તેનેજ અનુકુળ હોવાથી ચાહે તેવા પ્રસંગમાં આવ્યા છતાં પોતાની વૃતી તજાતી નથી તેનું આ દૃષ્ટાંત છે. વૃતી ખરેખર બળવાન છે તે સૌ કોઈને એજ પ્રમાણે વશ રાખે છે.

વૃતીને વશ રાખનારા મહાન કહેવાતાને પણ જો સમયની કાંઇક અસર થાય તો તેની દ્રઢતા માટે સહેજ પરીક્ષા થઇ જાય આથી મારૂં કહેવુ એમ નથી કે સર્વ દ્રઢ અને વૃતીને જાળ

વવા અશકત છે, પરંતુ હરેક માણુસે પોતાની તીવ્ર વૃતી માટે જાતી અનુભવ કરી તેના પરીણામે પોતાના હૃદયનેજ ઇનસાફ આપવાનો છો.

શ્રી દેવી કંદરાના સવાલથી ગંભીર વીચારમાં ડુબતી ગઈ અને પોતાની શકિત જણાવવા માટે તેને કાંઈ ભલતોજ જવાબ આપવો વીસરી ગઇ. આ જોઈ કંદરા સમજી ગઇ કે શ્રી દેવી તો ઊંડા ઊતરી ગયા. હવે આપણેજ તેને બહાર ખેંચી કહાડયે એ વીચારથી જાહેરમાં બોલી કે, 'શ્રી દેવી! શું વીચાર કરો છો? શું આવા સાધારણ સ્થાન માટે એટલા બધા વીચારમાં પડી ગયા! ત્યારે આપનો અનુભવ કેટલો ઓછો! પણ જુઓ તો ત્યાં શુ દેખાય છે.'

શ્રી દેવી ઘેનમાંથી જાગી ઊઠી હોય તેમ કંદરાએ આંગળી કરી બતાવેલ વસ્તુ તરફ એકદમ મહોડું ફેરવ્યું અને તે તરફ જોતાંજ અદભુત કમળ અને તેમાં રહેલો ચમત્કાર દેખાયે..

શ્રી દેવીને આશ્ચર્યમાં ડુબાવનાર આ વળી બીજો ગલોલો ઉઠયો. પરંતુ કંદરાએ પોતાની વાત ચાલતી રાખી શ્રી દેવીના ધ્યાનને ખેંચી રાખ્યું.

કંદરા—શ્રી દેવી! મ્હોટા બહેન!! આ તો વળી કાંઇ નવુ જ શુ. આ વીષે તમે કાંઇ જાણુતા નથી તો કાંઇ નહીં, પણ ચાલો પુરતી તપાસ કરી તેની કાંઈક અટકળ કરીનેતો મને સમજાવો. શ્રી દેવી પરાણે બોલી શકીને કહયું કે, 'ચાલો'

તે અને જણી છેક કમળ પાંસે આવી પહોંચી ત્યાં સુધી એમાંથી એકે કાંઇ બોલી નહીં. શ્રી દેવીતો આ ગોંધળમાં ગુંચવાઈ ગઈ હતી અને કંદરાએ શ્રી દેવીની ગુંચવણુ જોઇ આનંદ લેતી હતી.

શ્રીદેવી—શી અદભુત રચના.

કંદ્રા—પણુ આ સર્વ કોમળ કોમળજ વસ્તુઓનું સ્થાન છે જયાં અનહદ કોમળતાજ વસી રહી છે તેમાં આ તીક્ષણ તરવાર વળી શા માટે જોઈએ ? આ માટે તમે શું ધારો છે.

શ્રીદેવી—એ વાત તો પછી, વળી આ નીરજન દીવ્યસ્થાન માં આ ચાર માણુશો કોણુ હશે? શું એ ચાર તરવાર સાથે આ ચાર માણુસનો ભેદ સમાયેલો હશે ખરેખર એમજ લાગે છે.

કંદરા—નારેના ! તે વળી આપણા જેવા મુસાપૂર છે અને જેમ આપણે આશ્ચર્ય વસ્તુ જોઈ આનંદ મેળવવા ખોટી રહયા છઇએ તેમ તેઓ પણુ આ અદભુત વસ્તુ માટે કાંઈ પણુ લાલ સાથી અટકી રહયા હશે એમ મને તો લાગે છે. તે તો બધું ઠીકજ, જે હશે તે જણાઈ રહેશે. પણુ આ અદભુત વસ્તુની આપણે પુરતી તપાસ કરવી જોઈએ, એમાંથી પણુ કાંઇ જ્ઞાન મળશે. તો મોટા બહેન એ તરવારને હાથ પહોંચી શકે તેમ છે જેથી જરા લઈ લેશો.

શ્રીદેવી—એમાં શું ! લયો હું લાવી આપું, એમ કહી તે કમળ પાંશે જઈ જેવો હાથ ઉંચો કરે છે તેવું કમળ ઊંપર ચડયુ અને શ્રી દેવીના હાથથી ફકત બે તસુ દુર રહયું. આ ચમ કાર જોઇ શ્રી દેવી તો સત્બધજ બની ગઈ અને મન સાથે વીચાર કરવા લાગી.

'હવે શું કરવું, આતો સહેજ માટે બાકી રહયું. અહીં આ એવી કોઇ વસ્તુ પણ નથીક તે પર ચડી તેને પહોંચી શકું! પણ હા. આ સરોવરની પાકેળપર ચડીશ તો બરોબર પહોંચી શકીશ. એ વીચાર આવતાંજ તે પાડપર ચડી જેવો હાથ લંબાવે છે કે કમળ તો ફકત બે તસુજ છેટું રહયું.

શ્રી દેવી તો આથી ખસીયાણી પડી ગઈ અને પાછી ફરતાં તેને જમીન ભારે પડી ગઇ. 'હવે એટલામાં બીજું કાંઈ પણ નથી કે જે રાખી તે પર ચડું એવો તે વીચાર કરે છે એટલામા કંદરા ત્યાંથી બોલી ઉઠી.

શ્રી દેવી ગભરાઓમાં, હું નાનપણમાં રમત રમતી હતી, તેથી મારૂં શરીર કેળવાયેલું છે તો લયો છોડી આપું મારી પીઠ લઈ લયો.

શ્રી દેવી આ મશ્કરીથી એટલી બધી શરમાઈ ગઈ કે ગળામાંથી શબ્દ પણ નીકળી શકયા નહીં.

સહેજવાર રહી સઘળી હીંમત એકઠી કરી સરોવર પરથી નીચે ઉતરીને કંદરા પાંસે આવી. બેન એ તો ખરેખર ચમત્કાર છે આમાં મારી બુધી તો કાંઈ કામ કરી શકતી નથી.

કંદરા—પણ તમારામાં શકિત કયાં ઓછી છે? મારા પોતા કંદરાપ રાક્ષસને મારનાર આટલું એક કમળ તોડી શકતા નથી? એ શું થોડી દીલગીરીની વાત છે.

**શ્રીદેવી**—તે તું ચાહે તેમ કહે, પણ હું તો ખરેખર એથી હાર પામી છું. જો કે એ બે તસુપરજ રહેલું છે. તથાપી વળી એટલે ઉપર આપણે હાથ લઈ જઇએ તો તે પણ એટલે ઉંચે નહીં ચડી જાય તેની શું ખાત્રી.

**કુંદરા**—ત્યારે તમારી અકલતો આમા કાંઈકામ કરતી નથી કેમ.

**શ્રીદેવી**—હા હું એ કબુલ કરૂં છું.

**કુંદરા**—પણ તમારી પાંસે શકતીની સહાય છે તે પણ અહીં કાંઇ ઉપયોગમાં નથી લઈ શકતા અભીમાનીનો સદા અંત છે કહયું છે કે.

ગર્વ કરયો સોહી નર હાર્યો શીયારામજીસે ગરવ કરયો સોહી નર હારયો ગર્વ કીયો અંજનીકે પુત્ર પાઉં ખોડો કર ડાર્યોસો.

ત્યારે રાવણ અને હનુંમાનથી તો વધારે શકતીમાન હું નથીજ મારૂં અભીમાન મને દરેક ઠેકાણે પાછી ફેંકે છે. છતાં મારીપર એ સંસ્કારી દુસ્ટ વૃતીનું બળ ઓછું થતું નથી.

આ વખતે સરોવરની સુંદરી પંચડંડની મદદથી ગુણનીધીની મુરછાવાળા સ્થાનકે આકાશ મારગે જતી હતી, તેના મનમાં સંકલ્પ ઉઠયો કે હું આમ આકાશ મારગે જાઉં છું પણ દુનીયાપર કોઈ એવી ચમત્કારી વસ્તુ પાછળ રહી જતી હશે કે જેથી મારા નાથનુ હું વધારે હીત કરી શકું જો કદાચ એમ હોય તો મારે

એવા સ્થળે જવુંજ જોઇએ. આ વીચારનો અંત આવ્યો એટલામા વીચાર પ્રમાણે ગમન કરાવનાર દંડની શકતીએ તેને આ સ્થાનકે ઊતારી દીધી. આ સ્થાનક જોતાજ સ્વરગની સુંદરી આશ્ચર્ય પામી તોપણજેના હૃદયમાં ગુણનીધીની રટ લાગી છે, જે પ્રેમના અશ્વરપર સ્વાર થઇ છે તે સુંદરીને આ કાંઇ વીશેષ લાગ્યું નહીં તો પણ માણુસ.માત્રને કાંઈ પણ નવી વસ્તુ આકરષણ કરે છે તેમ તે પુસ્પવનમાં આગળ ચાલતાં આ કમળ પાંસે આવી પહોંચી ત્યાં આવતાં તેણે જે જોયું તેથી ચમકીને પોકારી ઉઠી કે, ' કોણ શ્રી દેવી બા '

**શ્રીદેવી**--કોણ સરોવરની સુંદરી.

**કંદરા**—લયો આ તો અહીં ઓળખાણવાળા આવી પહોંચયાંને શું ?

**શ્રીદેવી**—કંદરા પણ એ નાની મારી બહેન સમાન છે.

**કુંદરા**--એને જોતાંજ હું ઘણી ખુશી થઇ છું. ઉત્તમ પાત્રની ઉત્તમતા તેના મુખપરથી કાંઈક તો ખાત્રી આપે છે. મોટા બહેન ખોટું ન લગાડો તો કહું કે તમારા કરતાં આ તમારી બહેનમાં કાંઈક શકતી અને સંયમ વીશેષ છે.

**શ્રીદેવી**—તે બાબતમાં તો ઉલટું મારે માન લેવું જોઇએ.

**સુંદરી**—બહેનો તમે અહીં શું કરો છો આ નીરજન સ્થળમાં શા માટે આથડો છો.

**શ્રીદેવી**--આપણે છુટા પડયા પછી શકિતની આજ્ઞા મુજબ કાર્ય કરી પાછા ફરતાં આ રમુજી પણ ચમત્કારી સ્થળે આવી પહોંચી છું. આ ચમત્કાર કાંઈક વીચીત્ર છે જે જોવાથી તમને પણ ખાત્રી થશે.

**કંદરા**--બહેન તમો આ ભેદને સહેલથી સમજી શકશો એ હું સારી પેઠે જાણું છું, માટે સુંદરી તરફ સહેજ આંખ મારીને કહયું કે, આ મોટા બહેન આ ચમત્કારથી હારી ગયા છે તો તમે મદદ કરશો

**સુંદરી**--કંદરાની ઇસારત મનમાં સમજી જવાથી બોલી જયાં સુધી તમો હાજર છો ત્યાં સુધી મારે આગળ ન ચાલવું એ વીવેકથી ઉલટું થાય.

**શ્રીદેવી**--નહીં, નહીં, એ બાબત નજીવી છે, જેથી તે બાબતમાં કાંઇ આગળ પગલું ભરતાં વળી જોખમ થાય તો પંચાતી. માટે એ વાત છોડી દયો કંદરા હસીને બોલી-લયો.

'ન મળી નારી એટલે સહેજે બાવો બ્રહ્મચારી' જયારે મહેનત કરતા નફાવ્યા એટલે એ વાત નજીવી ઠરી. પણ મોટા બહેન તમોતો મોટા અને અનુભવી જેથી તમોને રમતનો ઝાઝી હોંશ ન હોય પણ અમો તો હજુ બાળક છઇએ જેથી એનો જયાં સુધી અંત નહીં આવે ત્યાં સુધી અમારી બાળ હઠ પ્રમાણે અહીંથી એક પગલું પણ ખસવાની નથી.

**શ્રીદેવી**--વળી આમ હઠ કરતાં કરતાં કયાંથી શીખ્યા?

કુંદરા--આપના અનુકરણેજ. જો તમોએ પ્રથમથીજ એ બાબત માંડી વાળી હોત તો કાંઇ અમારાથી પગલુ ભરાત? પણ તમે શરૂઆત કરી અને અમને એ રમતમાં મોહ લગાડયો.

શ્રીદેવી—તમે બહુ ચાલાકછો. શું તે પહાડની ગુફામાં પણ આટલી બધી કળા શીખી ગયા. પ્રથમ મને એ રસ્તે દોરીને પાછળથી હાંસી કરોછોકાં ?

કુંદરા--અરરરર! એ શું બોલ્યા ! મોટા બહેનની મશકરી એ તે કદી બને ખરૂં કે ?

શ્રીદેવી—મોટું કોણ છે ? એ હું સારી રીતે જાણુંછુ ત્રણ કાળનો ભેદ જાણનાર સંસ્કારી દીવ્યાતમા આગળ હું અભી માની અલ્પ જીવ શી ગણત્રીમાં છું એ હમણા તો સમજી છું જો અંત સુધી ઇશ્વર મારી એ બુધ્ધિ કાયમ રાખે તો.

કુંદરા--આપના અભીમાન રહીત આ શબ્દો સાંભળી મને તમારી તરફ વધારે માન અને પ્રીતી ઉત્પન્ન થાય છે. તો ચાલો હવે આપણે આ ચમત્કારનો તપાસ કર્યે પ્રથમ તમારી વારી હતી, હવે બીજે નંબરે મારી વારી આવી જો હું નફાવું તો પછી ત્રીજ નંબરે આ સુંદરી બહેન તો છેજ. એટલું બોલતાં કંદરા તો ચાલી નીકળી, તેની પાછળ સરોવરની સુંદરી પણ ચાલી, અને એ બંનેની પાછળ પરાણે ઘસડાતી હોય તેમ શ્રી દેવી ધીમે ધીમે જવા લાગી. આ ત્રણે પ્રેમની અને સૌંદર્યની પુતળીઓ

એ કમળ પાંસે આવતા તેના તેજમાં પણ કાંઈક ન્યુનતા જણાઈ આ ત્રણે દેવીઓમાં અકેક કરતાં અકેકમાં વીશેષ શકિતનો વાસ હતો જે શકિત પાંસે આ કમળનો ચમત્કાર તો કાંઇ ગણત્રીમાં નથી

કંદરા તો જેવી ચાલી તેવી ચાલી તેવીજ સીધી કમળ પાંસે ગઇ અને હાથ લંબાવીને કમળને અડકાડયો કે તરત જે તરવારને હાથ લાગ્યો તે અવળી થઈ ગઇ. તેની મણીમંય મુઠ નીચે અને (પીંછી) છેલી અણી ઉપર ચડી ગઈ આ ચમત્કાર જોઈ પેલા ચાર મુસાફરો કે જેનું ધ્યાન એ તરવારપર લાગેલું છે તેઓ ત્યાં દોડતા આવ્યા.

આ ચમત્કાર થયા પછી કંદરા સરોવરની પાળ પરથી નીચે ઉતરી આવીને બોલી કે, 'શ્રીદેવી ! આતો આપણાથી રીસાઇ હોય એમ લાગે છે' પરંતુ શ્રીદેવીનુ સઘળું ધ્યાન પેલા ચાર મુસાફર આવ્યા તેની તરફ હતું જેથી કંદરાનું કહેવું તેણે સાંભળ્યુ નહીં.

સુંદરી—મોટા બહેન ! ત્યાં શું જુઓ છો! જુઓ! જુઓ! કંદરા બાજી જીતી આવી.

આ સાંભળી શ્રીદેવીએ કંદરા તરફ જોયું એટલામાં પેલા મુસાફરો તેઓની પાંસે આવતાંજ ચારે જણા તેના પગમાં પડી કહેવા લાગ્યા કે, 'મહાદેવીઓ ! અમો તમારે શરણે છઈએ.

કંદરા—આ વળી નવું કૌતક ! શું એ તરવારને હાથ અડકાડતાં આ ચારે જણા મને વશ થઈ ગયા.

શ્રીદેવી--ભાવતું હતું ને વૈદે ફરમાવ્યું.

કંદરા--એટલે મારા કહેવાનો તમે મ્હોટા બહેન થઈ ઉલટો અરથ કરી મારી આવી નીંદક મશ્કરી કરો છે એ વ્યાજબી નથી.

સુંદરી--'દરદનું મુળ ખાંસી ને કલેશનું મુળ હાંસી' તો એ નીચ વૃતીને ઓળે પણ ન જવું જોઇએ શ્રી દેવી આમ બે. તરફી ઘેરાઈ જવાથી ખસયાણી પડી ગઇ તે જોઈ આ સર્વ બાજી બગડશે એવો વીચાર આવતાં કંદરા બોલી.

'મ્હોટા બહેન! એમાં દીલગીર થવાનું કાંઇ કારણ નથી, હોય, સરખે સરખામાં કદાચ બોલાઇ જાય, જુઓને અમો પણ એવે વખતે તમારી મોટાઈને એક બાજુ મુકીયે દઈ યે છેને! પણ આપણે નાહક આડે રસ્તે ચડી ગયાં, ચમત્કાર! ઠેકાણે રહી ગયો તે બાબતજ વાત કરોને. અને આ માણસો શા માટે આપણને આમ પગે પડે છે તે પુછવાનું અને તેને સમજાવવાનું કામ તમારૂં છે.

શ્રીદેવી--મારા ભાગ્યજ ઉલટાં છે કે મારી વૃતીને સુધાર વાની તકજ આપતા નથી, મારે નશીબે સુલટાનુ ઉલટું થઇ જાય છે, મેં તો સહેજ તમારા સવાલનો જવાબ આપ્યો તેનો અરથ ઉલટો થયો.

સુંદરી--પણ તેમાં શું થઈ ગયું? એથી કાંઇ કંદરાના અંગમાં ડાઘ તો રહયો દેખાતો નથી.

**કુંદરા**--બીલકુલ નહીં, એ બાબત મનેતો કાંઇએ નથી. શ્રી દેવી તમો આ પુરૂષને પુછોને. મોટા હાજર છતાં નાનાએ એટલી છુટ ન લેવી જોઈએ.

'કેમ તમારૂં શું કહેવું છે અને આમ અમારે પગે પડવાનું શું કારણુ છે' શ્રી દેવીએ પેલા પુરૂષોને પુછયું.

**૧ લો પુરૂષ**—મહાદેવી! આપ શકિત છો એ અમોએ નીશ્ચય જાણ્યુ છે તો આ અદભુત તલવારપર અમારી લાગણી આજ ઘણો વખત થયા ઘેરાણી છે અને એ લાગણો એટલી છે કે તેની પર અમે દૃઢ તપશ્ચર્યા કરીયે છઇયે છતાં અમો તે પામી શકતા નથી તો એ અમારી આશા પુરણુ કરો.

**શ્રીદેવી**—તે તમારૂં કહેવું સમજાયું, પણુ અમો કોઈ દેવી નથી કે શકતી નથી, અમે તો તમારા જેમા માણુસનો દેહ ધરનાર મૃત્યુ લોકના વાસી છઈયે.

**૨ જો મુસાફર**—જો કદાચ એ આપનું કહેવું સત્ય હોય તો પછી જે તરવારને માટે અમો આટલો લાંબો વખત થયા ઝુરીયે છઈયે જેને આજ દીવસ સુધી કોઇપણુ હાથ લગાડવા સમરથ થયું નથી. તે ચમત્કારી વસ્તુને આ તમારા બહેને સહેજમાં ફેર ફાર કરયો ત્યારે એ શું શકતી નહીં? શું એ તેની ચમત્કારી શકતી નહો? નાના તેમ કદી બની શકેજ નહીં.

**શ્રીદેવી**—કંદરા આતો તારીપર બરાબર ગુન્હો લાગુ થાય છે હવે એ બાબત તમારે તમારો બચાવ કરવો હોય તે કરો.

**કુંદરા**—તમોને ન્યાયાધીશ તરીકે નહીં પણ મારા મુખત્યાર તરીકે આ કામ સોંપ્યું હતું. પણ તમે તે ન બજાવતા ખસી ગયા છો. મુસાફરો તમે જે કહો છો તે સર્વ સાચું છે પણ કોઈ વખત 'તાડને બેસવુંને કાગને પડવુ" એવા પ્રસંગ બને છે કે નહીં? અને આ એમજ નથી થયું તેની શું ખાત્રી.

**મુસાફર ૩ જો**—એ આપનું કહેવું વ્યાજબી છે પણ બીજી કેટલીક બાબત જોતાં તમારામાં અપુરવ શકતી છે એ વાત સાબીત થાય છે અને આ તમારૂં કહેવું નીરથક જાય છે.

**કુંદરા**—લયો શ્રીદેવી ! વળી આપણામાં તો આ લોકોએ કાંઈક નવુંજ જોયું, શું આપણે દેવીઓ છઈએ. દેવી બોલતા કેમ નથી સલાહ તો આપો.

**શ્રીદેવી**—આમાં મારી બુધ્ધી તો એમ સુચવે છે કે આ ચમત્કારી કમળનો કાંઇ પુરણ ખુલાસો થાય તો સાચું જુઠું એનો મેળે જણાઈ રહેશે.

**કુંદરા**—પણ તેનો અંત લાવવો શી રીતે.

**શ્રીદેવી**—જેવી રીતે આ એક તલવારને હાથ લગાડયો તેવી રીતે સર્વ તીલસ્માતને હાથ કરવા પ્રયત્ન કરો એટલે તુરત સઘળો ખુલાસો.

**કુંદરા**—પણ એ પારકી વસ્તુ છે વળી આ દીવ્ય વસ્તુ કોઈ દેવતાની માલીકીની હશે તેમ કરતાં કદાચ કોઇ દેવ મારીપર ક્રોધે ભરાઈ મારૂં અનીષ્ટ કરે તો મને પછી કોણ બચાવનાર છે.

**મુસાફર ૧ લો**—અમો અમારા માથાં સાટે તમારો બચાવ કરવા તૈયાર છઇએ.

**કુંદરા**—પણ તેમાં તમોને શું? તમોને શું લાભ મળશે તમે જે આશા રાખો છો તે જુઠાં છે.

**મુસાફર ૨ જો**—આજ દીવસ સુધી તો અમો પણ એમજ માનતા હતા પણ આશા અમર છે અને દ્રઢતાનું ફળ નીરથક જતું નથી એવી અમારી શ્રધા છે.

**કુંદરા**—કેમ શ્રી દેવી આ બાબતમાં તમારો શું મત છે.

**શ્રીદેવી**—અલબત!માણુસ ધારે તો શું ન કરે.

**કુંદરા**—એમ! કાં! ત્યારે તો તમો પણ એ કમળનો ભેદ લેવા પાછળ પડશો તો શકિતવાન થશો.

**શ્રીદેવી**—એમાં શું નવાઇ! દ્રઢતાથી કરેલો ઉધમ કદી ખાલી જતો નથી.

**કુદરા**—પણ કુદરતનો નીયમ કાંઇક જુદો છે

'ભલે જન કોટી પ્રયત્ન કરે થાશે ધારયું જે ધરણી ધરે એ કાવ્ય શું દરશાવે છે.

**શ્રીદેવી**—પરંતુ કહયું છે કે 'આદમકો ખુદા મત કહો આદમ ખુદા નહીં, લેકીન ખુદાકા નુરસે આદમ જુદા નહીં' એ બતાવી આપે છે માણુસ પોતેજ કાંઈક ઇશ્વરનો અંશ છે અને એ વાત દ્રઢતાથી ફલીભુત થાય છે.

**કુદરા**—પરંતુ માણુસમાં એટલી દ્રઢતાની શકતીની જરૂર છે કે નહીં.

**શ્રીદેવી**—પોતાનું સર્સ્વ અર્પણ કર્યા સીવાય એ કદી પણ સીદ્ધ થતું નથી.

**કુંદરા**—ત્યારે આ ચમત્કારની એક રજથી પણ આપણે અજાણ્યા છીએ તો એનો ભેદ પામતાં આપણે કેટલો વખત અને કેટલી શરીર સંપતી ગુમાવવી જોઈએ.

**શ્રીદેવી**--પણ અંતે તો--

**સુંદરી**—એજ સવાલ છે ? આ તો હમણાંનીજ વાત ચાલે છે 'અબી બોયા ને અબી ખાયા' એ શા રીતે બનો શકે?

**શ્રીદેવી**—એ કમાણી કદાચ અગાઉથી તૈયાર કરી રાખી હોય તો ?

**કુંદરા**—તો બેશક તમારા કહેવા પ્રમાણેજ થાય.

**શ્રીદેવી**—ત્યારે એ શકિત તમારામાં છે. એમ હું તો માનું છું.

**કુંદરા**—અહોહો ! ત્યારે એટલું બધું શા માટે ડોળ્યું. પ્રથમજ કહેવું હતુ કે આ પુરૂષના મતને તમે મળતા છો. તો નાહક એટલી કુથલી કરી વ્યર્થ વખત જાત. ત્યારે હવે મારે એ ચમત્કારને છેડવો અને કોઇ દેવના ક્રોધ પંજામાં લપડાવું એજ તમારો મત છેનાં.

**શ્રીદેવી**—જોખમ ખેડયા વીના કોઈકાર્ય સીધ્ધ થતું નથી.

**કુંદરા**—' આપથી ઉતરતી સગાબાપને માથે' કેમ ?

**શ્રીદેવી**—એ કાંઈ મારો મત નથી હું તો આ મુસાફરો તરફથી કહું છું.

**કુંદરા**—વાહ! વાહ! આતો વગર પૈસે વકીલાત ચલાવી પ્રથમ મારા વકીલ તરીકે નીમાયા ને ન્યાયાધીશ થયા અને ત્યાંથી પણ ખસી જઈ ઉલટા સામા પક્ષના વકીલ થઈ ગયા. વાહ ખુબ કરી.

**સુંદરી**—હવે એ નકામી પંચાત છોડો અને શ્રીદેવીના હૃદયને શાંતી થાય તેમ તેના હુકમનો અમલ કરો.

**કુંદરા**—તે મારી કયાં ના છે, આ હું તો ચાલી એટલું કહેતાંજ તેણે કુદકો માર્યો અને સરોવરની પાળપર ચડી જેવો તરવારને હાથ લગાડયો કે ચારે તરવારો સરોવરમાં પડી ગઇ, તેથી ત્યાંજ ઊભી રહીને કંદરા મોટેથી બોલી કે, 'મુસાફરો! સૌને પ્રીય વસ્તુ સૌ શોધી લયો.

આ સાંભળી ચારે મુસાફરો સરોવરના પાણીમાં પડયા ને અંદર ડુબકી મારી ગયા.

કંદરા પાળ પરજ ઉભી રહી. સર્વે એક ધ્યાનથી, એ મુસાફરો ને જોવા લાગ્યા. પણ પાણીમાં એ મુસાફરો પડયા પછી જેવું પાણી હતુ તેવું સ્થીર થઈ ગયું. તેની રાહ જોતાં એક ઘડી બે ઘડી અને અંતે લગભગ એક કલાક થયો પરંતુ પાણી સહેજ પણ હાલ્યું નહીં ત્યારે એ મુસાફરોની તો શીઆશા.

શ્રી દેવી ઘણીજ આતુરતાથી જોઇ રહી હતી તેને બહુ ચળવળ થઇ તેથી તે બોલી ઉઠી કે,' કંદરા તે કેમ એ હજુ ઉપર ન નીકળયા.'

કંદરા શું હું પાણીની અંદર દેખી શકું છું ? જેવા તમે ત્યાંછો તેવીજ હું અહીં ઉભી છું, ભોગ એના કર્મના. કહ્યા છતાં ન માન્યું, સારૂં થયું કે આડી ઉતરી ગઈ, નહીંને કદાચ મારીપર કાંઈ વીતત તો તમે બધાય આમ ઉભા રહી જોયા કરત, તેથી વધારે શું કરી શકત.

**શ્રીદેવી**—પણ એ બીચારાઓ શું ડુબીને મરી ગયા હશે તો તો બહુ ખોટું થયું.

**કંદરા**—આપણે તેને ફેંકો દીધા નથી તેઓની ખુશી હતી ને પડયા તેમાં આપણો શું વાંક.

**શ્રીદેવી**—પણ કોઇ માણુસનો જીવ જાયતો અરેરાટી ન થાય ત્યારે આતો ચાર ચાર માણુસ અને વળી બીચારા કોઈ ખાનદાન જેવા જણાતા હતા.

**કંદરા**—શ્રી દેવી એ આપનું કહેવું હું સારી રીતે સમજુ છું, તમોને અત્યારેતો એના મરણની હાય કરતાં એ શું ભેદ છે તે જાણવાની ઇચ્છા વીશેષ છે.

**શ્રીદેવી**—અરે બળ્યો એ ભેદ! માણુસ જેવા માણુસ મરી જતા હોય ને તેની પર નાચી કુદી રમત રમું એવી હું નીચ છું ?

**કંદરા**—ભુલ થઇ ચાલો મારી એ અટકળ ખોટી ઠરી ! ત્યારે હવે ચાલો આપણે રસ્તે થઇએ.

**શ્રીદેવી**—નાના તે બીચારાની ભાળ ન મળે ત્યાં સુધી આપણાથી અહાંથી એક તસુ પણ ન ખસાય.

**કુંદરા**—એટલે શું એવી બંધણી કરી છે.

**શ્રીદેવી**—માણુસ માત્રનો ધર્મ છે કે દુઃખીને મદદ કરવી.

**કુંદરા**--પણ તે તો હવે આપણાથી બની શકે તેમ નથી તો બને શા માટે બગાડવા.

**સુંદરી**—શ્રીદેવી! તમારી દયાતો અપુર્વ છે પ્રીયમાં પ્રીય અને લગ્નમાં હાથ ઝાલી પરણુનાર કોકપર વેર લેવાની પ્રતીજ્ઞા લેનાર બીજાપર બહુ દયાળું થાય એ વાતમાં કાંઇ ભેદતો ખરો.

**શ્રીદેવી**—એ બાબતમાં તેનો દોષ હતો, તેણે મને ઠગી તો તે ઠગ અને વીશ્વાસઘાતીને તો શીક્ષા થવીજ જોઈએ.

**સુંદરી**—તે શીક્ષા કરવાની તમારી શકિત છે. એમ હજી પણ તમોને તે લાગતું હશે કેમ ?

**શ્રીદેવી**—મેં પ્રથમજ કહયું છે કે માણુસ ધારે તો શું ન કરે.

**સુદરી**—કંદરા જુઓ ! આ મોટા બેનની ગંભીરતા.

**કુંદરા**—હું તે સર્વ જાણું છું,

**શ્રીદેવી**—પણ અત્યારે એ વાત છેડવાની શી જરૂર છે. ‘પરણે તેનાજ ગાઓને’

**કુંદરા**—સુથારનું મનં બાવલીઆમાં ’ ફરી ફરીને એજ વાત ?

**શ્રીદેવી**—અરે! પણ એ શું! ત્યાં જુઓ તો! ત્રણે જણીઓએ જે તરફ શ્રી દેવીએ આગળી કરી તે તરફ જોયું.

એટલામાં આકાશમાંથી ચાર અપ્સરાઓ ઉતરતી દેખાઇ, તે ઉતરી. અને આ ત્રણે પાંસે આવીને ઉભી, તેથી શ્રી દેવીએ પુછ્યું કે, તમે કોણ છો?

અમે સ્વર્ગ ભુમીની સ્ત્રીઓ અને આ કમળમાં લટકતી ચાર તરવાર તે અમોજ છઈએ. શ્રીદેવી આ સાંભળીને તેની સામે આંખ ફાડીને જોઈ રહી. અને બોલી કે, 'અરે! આ તે શું બોલે છે કે બકે છે.'

**કુદરા**—એજ તમારૂં અજ્ઞાનપણું' તમારી ઉત્તમ સ્થીતીની આડે આવે છે. જરા ધારીને જુઓ! તરવાર પર જે અમુલ્ય જવાહીર હતા તેજ જવાહીરો આ પરીઓના અંગપર જળહળી રહયા છે.

**શ્રીદેવી**–પણ ત્યારે આનો ભેદ શું.

**અપ્સરા ૧ લી**—તે હું સમજાવું. આ આકાશની ગુલાલી ઘાટી તે આનંદમય પ્રકૃતી પરમાત્માનું સ્થાન છે. આ કમળનો ડંડ તે તુષ્ણા છે, અને તુષ્ણા આ અનેક મોહવૃતી રૂપ પાંખડીવાળું કમળ છે. દુનીયાના સર્વ મનુષ્યો તુષ્ણાની પાછળ દોડયા જાય છે. દુનીયા માને છે કે તુષ્ણાથી ઉત્પન થયેલી વૃતીઓમાંજ આનંદ છે. જેમ આ કમળની સર્વ પાંખડીઓ સુંદર જળ હળીત દેખાય છે તેમ દરેક વૃતીઓ (હવસો) આનંદમય જણાય છે, પરંતુ તુષ્ણાનો આનંદ માણસથી બે તસુ દુરને દુર રહે છે. માણસને આનંદ નજ આપવો એ તુષ્ણાની પ્રકૃતી છે. પરંતુ ફકત આનંદનો ભાસ

દેખાડી ખરા આનંદનો પંથ ભુલાવી વધારેને વધારે ભ્રમમા ભટકતાં કરવા એજ તુષ્ણાની કૃતી છે. આ તુષ્ણા પાછળ દુનીયા સુખ (આનંદ) ની આશામાં ને આશામા દોડે છે. તુષ્ણા તેઓને આટલુંજ પૂકત કરતાં સુખ મળી જશે એવા રૂપે દેખાય છે. પરંતુ જ્યારે મહેનતને અંતે સુખ ઉપર ઝડપ નાખે છે ત્યારે તે વળી બે તસુ દુરને દુર જતું રહે છે. આવો ઉત્તમ વ્યંગાર્થ દરર્શાવતા આ ચમત્કારની રચના કરનાર એક મહાન દેવ છે.

**શ્રીદેવી**—અહા ! આ કેવી અદભુત રચના. આવી ઉત્તમ બુદ્ધિવાન દેવના કઇ જીભે વખાણ કરવા પણ--

**કંદરા**– હજુ વળી પણ રહી ગયું શું ?

**શ્રીદેવી**--કંદરા ! આ બાબતમાં તું મારાથી વીરૂદ્ધ કેમ થઇ છે.

**સુંદરી**—શ્રીદેવી ! એજ આપની ભુલ છે. એવા વીચાર ઉત્પન્ન કરનાર તમારી વાસનાઓના સંગ્રહમાં હજુ મધ્યમ કની ષ્ટતા રહેલી છે. કંદરાના ભાવ સરળ અને શુદ્ધ છે. ત્યારે આપની આ ચમત્કાર જાણવાની ઇચ્છા ઉત્તમ વીચારથી નહીં, પણ ફકત હવસને આધીન થયેલી વૃતી છે.

દુનીયા કોઈ કાર્ય કરતાં તે જાણે પરમાર્થ માટે કે ખાસ કોઇ ઉત્તમ ધર્મ કાર્ય અર્થે દોરાતો હોય તેમ દર્શાવે છે પણ તેનો હેતુ તો ફકત પોતાના હવસને શાંત કરવા સીવાય બીજુ કાંઇ નથી. દુનીયાને કાંઇક જોઈએ છે. સુખ કઇ વસ્તુમાં છે એ નીશ્ચય નથી. જેની વૃતીને જે ગમે છે તે વસ્તુ મળવી અથવા તેવો સંયોગ

થવો એનેજ સુખ માને છે, એક પાત્રને એ સુખરૂપ જણાતુ તો બીજાને દુઃખરૂપ લાગે છે. જેથી સાચું સુખા શામાં છે એને નીરણય એટલોજ છે કે સુખ કોઇ વસ્તુમાં નથી પરંતુ. વૃતીઓ જીવને ગમે તેમ અથડાવે છે, અને તુષ્ણા તેની સરફારી ધારણ કરે છે, એજ નીયમને આધારે તમે પણ નીરવીકાર બુદ્ધિથી નહીં પણ ફકત તમારી લાગણી તમારા આનંદ માટે તમારી વૃતી ઓને અનુકુળ થઈ આ બાબતને દયા ધર્મ અને એવા એવા ઉત્તમ રૂપ આપો છો પણ ખરૂં તો મેં કહયું તેજ છે, જેથી એ તમારી વૃતીઓને કાંઈક વશ રાખો, એ તુષ્ણા પાછળ આ થડવું છોડી દીયો, તો પછી કંદરાનું કહેવું તમોને ઉલટું સ્વાદીષ્ટ લાગશે. અને એ ઉત્તમ વસ્તુ તમારા આત્માને ભાવશે.

આવા ઉત્તમ ચમત્કારના દર્શનથી જે જ્ઞાન મેળવવું જોઇએ, તે ન મેળવતાં ફૂકત વૃતીને ખાતર દોડકરી અંતે કાંઈ નહીં જેવું પરીણામ મેળવવું એ કાંઇ મુમુક્ષની રીતી નથી. તો મહોટા બેન ! આપને કંદરાના બોલ તીક્ષણ તો લાગે છે. પણ તે તમોને કાંઈક જુદીજ રાહ બતાવે છે.

**અપ્સરા ર જી**—વાહ! વાહ! કેવી ઉતમ શીક્ષા! આ શીક્ષા થી કોઈ માણુસ નપલસે તો તે કાળમીંર હ્રદયને પલરવાની આશાજ છુટી જાય છે.

**શ્રીદેવી**--સુંદરી ! એ તારૂં કહેવું હું કબુલ કરૂં છું. શકિતની આજ્ઞા અને દયા પછી મારી વૃતી, સાચું શું છે, તે શોધવા તરફ દોડી, તેમ જે મારા મગજનો પવન સરપની માફક

પુંપૂાડા મારતો અહુંકારમાં હસ્તીની માફક મદમસ્ત હતો, તે કેટલે બધે અંશે ગળી ગયો છે, એ ફકત શકિતની કૃપાથીજ થયું છે. ચમત્કાર વીના નમસ્કાર નહીં, તેમ મહાદેવીએ મને આ કંદરાના સ્થાન તરફ દોરી અને કંદરાની શકિત મારફત ચમત્કાર દેખાડી મારૂં અભીમાન તજાવ્યું તોપણ હજુ એના મુળનો નાશ થયો નથી. જેથી કદાચ મારી ભુલ થતી હશે.

**કંદરા-** ‘ભુલ થતી હશે.’ એ શબ્દોજ દેખાડી આપે છે કે એ અભીમાનમાં જે કાંઇ ઘટાડો દેખાયો હતો તે ફકત ચમત્કારને લીધેજ હોય, તે એ ઉપરાંત વીશેષ કાંઈ ફળ થયુ જણાતું નથી, મનુષ્યની પહેલી ફરજ છે કે પોતાના ગુણદોષને પોતે ઓળખવા માટે ન્યાય એ શબ્દાર્થને ધારણ કરવો. જયાં સુધી ન્યાય એટલે શું ? એનું ખરૂં અનુકરણરૂપ સમજવું થયું નથી ત્યાં સુધી માણસ પોતાની દરેક ઉત્તમ ધારણામાં નીષ્ફળજ નીવડે છે. એક તરફથી માણસ પોતાની અલ્પ શકિત સમજી જાય છે ત્યારે બીજી તરફ પાછો અભીમાનથી પોતાની મોટાઇમાં મગ્ન થાયછે.

મુરખ માણસ વીદ્વાનને ડોબો ગણે છે. અને પોતાનેજ ડાહયો સમજે છે. એક સ્થળે કહયું છે કેઃ--

(જેમ) ‘નાસ્તીક જનની આગળે, લહો પ્રભુનું નામ
સમજે નહીં તે મન વીષે વૃથા જાય છે માન
(તેમ) મુરખને સમજાવશો (કે) આ છે અવળી બુધ્ધ.
તો કહેશે તે સામને ખોઈ છે તેં શુધ્ધ.’

આ અભીમાનનો પવન ન્યાયવૃતી ઉછર્યા વીના કદીપણ ઓછો થતો નથી ન્યાય એ એક આત્મા અને પરમાત્મા, દુનીયા અને પરમાત્મા વીગેરે સઘળા વચ્ચે સંયોગ કરાવનાર અદભુત વસ્તુ છે, એ ન્યાયને ઓળખવામાં કોઇ વીરલાજ ફાવી શકે છે, અને જે જન એમાં ફાવે છે તેને સર્વે સીધીઓ પ્રાપ્ત થાય છે.

ન્યાય એ શબ્દનો ખરો અને ઉંડો ભાસતો પરમાત્મા સમાન અર્થ સુચવે છે તો એ ન્યાયને આપણે ધારણ કરવા સહેજ શકતીવાન છઈએ ત્યારે પરમાત્માના શુદ્ધ સ્વરૂપને મેળવવા ફોકટ ફાંફા મારતા મુર્ખાઓ કોઇ અવળીજ ઘાટીમાં આથડે છે.

**શ્રીદેવી**—કંદરા બહેન ! એ કહેવું તો તમારૂં સત્ય છે. પણ સ્વાર્થના વીચાર વખતે કોણ જાણે એ ન્યાય ક્યાં ગુમ થઇ જાય છે બલકે તેનો કાંઈ પણ અંશ જાણે હોયજ નહીં એમ થઈ જાય છે. કોઈ કોઈ વખત મનમાં વીચાર કરતાં તમારા કેહેવા મુજબ ન્યાયનું દર્શન થાય છે પરંતુ જયાં સુધી ફકત સ્વાર્થ વૃતી ઉછલી ન હોય ત્યાં સુધીજ તે ટકે છે અને પછી તો એ કોઇ ઉંડો ગારમાં અલોપ થઇ જાયં છે.

**સુંદરી**—ત્યારે હવે તમોજ કહોકે કંદરાના દોષ માટે તમે શું ન્યાયનો રસ્તો લીધો હતો.

**શ્રીદેવી**—પોતાની ભુલ પોતેજ કબુલ કરવી એ પણ આ દુનીયામાંનું એક મહોટું દુઃખ છે. કોઇ જ્ઞાની જયારે સમજાવે, અથવા જયારે વૃતીઓ નીરમળ હોય, અને આત્માનો કાંઈક પ્રકાશ હૃદયમાં વ્યાપી રહયો હોય, ત્યારે તો એ ભુલ સહેલથી કબુલ થાય.

પરંતુ એ જોર એકાદ બે પળ મહા મુશકેલીથી રહે છે. એટલામાં તો દુર વૃતીઓનું સૈન્ય દેહપર જીત મેળવે છે અને અભીમાનનું રાજય સ્વાર્થની આણ જમાવી સર્વ સદવ્રતી અને ન્યાયને તો પ્રથમજ દેશપાર કરે છે. એનો કોઇ ઉપાય હશે ?

**કુંદરા**—(હસીને કહે છે.) તમારા મનપરના કાબુનું આ તમારૂં નીર્બળ પણું ખરેખર હાંસીને પાત્ર છે. શું તમો માણસ છો? અને અમારી કોઇ બીજી ઉત્તમ યોની છે ? શું અમારા દેહની રચના કરતાં તમારી દેહમા રજકરણો ઓછાં છે? શરીરના રજકરણોમાં તો તમો અમારાથી પુષ્ટ બલકે બમણા છો ત્યારે બળમાં પણ અમારાથી વધારે કેમ ન હોય એ આશ્ચર્ય લાગે છે. શ્રીદેવી ! આ જે બળ કહું છું તે આત્માનું હો ! લડાલડી કે મારામારી કજીયા કરવાનું નહીં. કયાંક આ મારી વાતના જવાબમાં એકાદ ધકો મારી લેતા નહીં અને મારે કયાંક ધુળ ફાકવી પડે નહીં.

**શ્રીદેવી**—આવી ગંભીર બાબતમાં પણ મશ્કરી ! કંદરા તારી તેજી જીભથી એ મશ્કરીની મીઠાશ મને તો બહુ કડવી લાગે છે.

**અપ્સરા ૩**—કડવી દવાજ ગુણકારી છે. જે કાંઈ મનને પ્રથમ ગમતી નથી તેજ વસ્તુ સાચા સુખને આપનારી છે અને એજ વૃતી માટે આ તમારી વાતો ચાલે છે છતાં તમે તો ‘ કયાં ગયા હતા તો કે કયાંય નહી, એવુ કરો છો,

**શ્રીદેવી**—શું અજ્ઞાનીની આખી દુનીયા દુશ્મન થતી હશે ?

**અપ્સરા ૨ જી**—કેવી ભયંકર ભુલ ! આવા તમારા હૃદયમાંથી એક એક જે જે સવાલ નીકળે છે, તે ઉત્પન્ન થવાના સ્થાનની રચના માટે મને તો અદ્દભુત આશ્ચર્ય લાગે છે. દુનીયા પોતેજ અજ્ઞાની અને આંધળી છે. માણુસો પોતાના જેવી વૃતીવાળા સામા માણુસને ચહાયછે, અને તે પરથીજ પ્રીતી બંધાય છે, પરંતુ તે પ્રીતી ફકત સ્વાર્થની છે, ત્યારે સાચા પ્રીતી તો ફકત જ્ઞાનીઓજ રાખી શકે છે, જ્ઞાની જો કે અજ્ઞાનીનેફોસલાવી અને અંતે ભય બતાવીને, પટાવીને કામ લે છે પરતુ ખરૂં જુએ!તો એ અજ્ઞાની પર સાનીની પ્રીતીજ છે. નહીં તર તે એ ઉપાધી શા માટે કરે. જેમ દરેક બાળક પર માણુસ તેના નીરબળ અને નાજુકપણાને લીધે દયા રૂપે પ્રીતી રાખે છે. તેમ જ્ઞાનીઓ પણ અજ્ઞાની પર પ્રીતી રાખે છે કહયું છે કે.

'બાળક ખેંચે વાળ પણ કદી ચડે નહીં કાળ,
આળ કરે અજ્ઞાની જન (તો) દીલમાં થવું દયાળ.

અજ્ઞાની આળ કરે તો ઉલટું તે પર દયાળ થવું એ તો ક્રોધને જીતનાર જ્ઞાનીથીજ બની શકે અને એ જ્ઞાનીનું અનુકરણ પ્રીતી થીજ છે, તેમ તમારી વૃતીથી ઉલટી રીતે આ સો બોલે તે તમોને અકારૂં લાગે છે, પણ ખરૂં જોતાંતો એ તમારી પરના પ્રીતાને એ એનું અનુકરણ છે, વળી મારે કહેવું જોઈએ કે, આ બંને કોમળ બાળાઓ ખરેખર જ્ઞાનમાં ઉત્તમ દરજે પહોંચેલી છે, અને જેમ તેનામાં જ્ઞાન વીશેષ તેમ અભીમાન ક્રોધ વીગેરે દુરગુણુ ઓછાછે એ પુરાવાથી આ બને શુદ્ધ જ્ઞાની છે. એમ મારે પણુ કબુલ કરવું પડે છે.

**શ્રીદેવી**—અરે! અરે! પણ જુઓ તો ત્યાં.

**અપસરા (૪)**—'સાસુ હેત શીખામણુ વહુ ગણત કીડીકી હાર'

આ પ્રમાણે. તમે તો કરયું.

**સુંદરી**—સત્યનો શાક્ષી સર્વ છે. પરંતુ હવે એના મનને પણ સંતોષ આપવો જોઇએ, ગોળમાં લપેટોને કડવી દવા આપવાથી દવાનો ગુણ ઓછો થતો નથી અને દરદીને અણગમો થતો નથી.

એટલામાંતો પેલા ચાર મુસાફર ઘણીજ ખરાબ સ્તીથીમાં હાલહવાલ કપડે અને સુકાયેલા હાડપીંજર જેવા શરીરે તેઓ આગળજ આવી પહોંચ્યા.

મુસાફરોની આ સ્થીતી જોઇ શ્રીદેવીનું મન તેને પુછવા માટે ઉછાળા મારી રહયુ હતું. પરંતુ 'વળી આ સર્વ ટીણકાઓ મને પાછી ઘેરી લેશે' એવા વીચારથી ચુપ રહી છતાં પણ તેનું મન અને સાથે શરીર પણ ઊંચું નીચું થઈ રહયુ હતું. શ્રી દેવીના હૃદયની આ સ્થીતી સામે એ સર્વ જોઈ રહીઓ હતી. પરંતુ આ મારા દીલના વીચાર સમજે છે એવો ખ્યાલ શ્રી દેવીને જરા ન આવ્યો.

પેલા મુસાફરો આવતાંની સાથે ગોઠણભર થઇ તે દરેક અપ્સરાની સામે બેઠા. જેથી પેલી અપ્સરા બોલી કે, 'તું કોણ છો ? અને અહીં મારે સામે શા માટે બેઠો છે ?'

**મુસાફરો ૧ લો**—પ્રેમીનું હૃદય દેખાડવા માટે, કુદરતે આ છાતીના બારણા યોજી તે ખુલે અને બંધ થઇ શકે તેવા મીજાગરાની જરૂર હતી, પણ તેમાં ઇશ્વરની મોટી ભુલ થઈ છે, તો એ મહાન શકતીની ભુલ સુધારવા હું સમરથ નથી.

**અપ્સરા ૧ લી**—બસ થઈ ચુકયું ! ત્યારે તું પ્રેમને માટે પણ લાયક નથી.

**મુસાફર ૧ લો**—તો મારો પ્રાણ જશે.

**અ. ૧ લી**—તારા બોલવાને કાંઈ બંધન નથી લાગતુ પ્રથમ તેં કહયું છે કે આ હૃદયને ઈશ્વરે દ્વાર ન કર્યાં પણ તારાં પ્રેમ માટે એ હૃદયને ચીરીને ઇશ્વરની ભુલ સુધારવાને તો તું શકતીવાન છે, છતાં તેં કહયું કે, એ માટે હું અશકત છું ફરી કહે છે કે એ માટે મારો પ્રાણ જાશે. એ બેમાંથી સાચું કયું સમજવું.

**મુસાફર ૧લો**—બીજું.

**અ. ૧ લી**—ત્યારે ઈશ્વરની ભુલ સુધારી દેખાડ કે તારો પ્રેમ કેવો, કયા પ્રકારનો અને કેટલો છે તો પછી વળી હું વીચાર કરીશ.

**મુ. ૧ લો**—કેટલી નીદર્યતાં ! નારી જાત જન ઠોર! કોમળ અંગવાળી સુંદરી, તારી ગજબ છાતી છે.

**અ. ૧ લી**—સબુર કર ! આ બીજો તારો સંગાથી ત્યાં શું કહે છે, તે સાંભળ.

**મુ. ૨ જો**—ગુલસેના ! છ માસ સુધી દ્વાદશ અક્ષરી મંત્રની ક્રોયા પ્રમાણે તપશ્ચર્યા કરતાં ઈશ્વર દર્શન દઈ ધ્રૂવ જેવાને અચળપદ આપ્યું છે, ત્યારે મેં તો તમારી પ્રેમ મુર્તીનું ધ્યાન ધરતાં એક વર્ષ સુધી તપશ્ચર્યા કરી છે તેનાં ફળની આશા છે.

**અ. ૨ જી**—તેં તપશ્ચર્યા બરોબર કરી છે.

સુ. ૨ જો—આ મારા સાથી અને ઇશ્વર મારો શાક્ષી છે.

અ. ૧ જી—છતાં તને હજુ સુધી ફળ નથી મળ્યું ?

સુ. ૨ જો—મારો પ્રેમનો યોગ છે, અને તેના ઇશ્વર તમો છો.

અ. ૨ જી—ત્યારે તમારો તપશ્ચર્યાજ જુઠી છે. કારણ ઇશ્વર ન્યાયી છે, કુદરત કોઈપણ દીવસ પોતાનો કાયદો ભંગ કરેજ નહીં તો સાચું શું ?

સુ. ૨ જો—લાચાર પણ.

પરી ૨ જી—સબુર ! પેલા તારો ત્રીજો સાથી ત્યાં શું કહે છે તે સાંભળ.

સુ. ૩ જો—પરીરૂ ! શંકર જેવા મહાદેવના દેવ મહાદેવને ભાંગના રંગમાં તપશ્ચર્યા કદાચ ધ્યાનમાં આવે, પરતું જયારે કોઈ પણ પ્રાણી કમળ પુજન કરે છે ત્યારે તે પ્રસન્ન થઇ ઇચ્છીત ફળ આપે છે, તો મેં મારા હૃદય કમળથી તમારૂં પુજન કરેલું છે તો તેનું ફળ હજુ સુધી મને કેમ ન મળ્યું ?

અ. ૩ જી—તારૂં હૃદયકમળ ખુલેલું છે ?

સુ. ૩ જો—તે માટે આપ શું કહો છો ?

અ. ૩ જી—હું કહું છું કે તારૂં હૃદયકમળ હજી ફાટીને પુલ્યું નથી, તો બંધ કમળના પુજનથી શંકર કદાપણ પ્રસન થાય નહીં. વલી કમળ પુંજન એટલે શંકરના ચરણમાં પોતાનું

માથું કાપી નીવેદન કરવું, તો તારૂં હૃદયકમળરૂપી શીશ હજુ મારા ચરણમાં પડયું નથી. પણ સાંભળ એ તમારો છેલો સાથી શું કહે છે

મુ. ૪ થો—કનક વેલી! જો ઈશ્વર માટે કોઇ પણ પ્રાણી પોતાનું સર્વસ્વ તજી દે છે તો ઇશ્વર તેની સમુન્મજ છે. તેમ મારા પ્રેમી રૂપી ઈશ્વર માટે મેં પણ મારૂં સર્વસ્વ તજી દીધું છે છતાં, એ હજુ સુધી કેમ પ્રસન નહી થયો હોય?

અ. ૩ થી—તેં તારૂં સર્વસ્વ તજી દીધું હોય તો તું પોતે હું કહીને શા માટે બોલે છે, માટે હજુ તેં હું પણ છોડયું નથી ત્યાં સુધી ઈશ્વર કે એનાજ સ્વરૂપ રૂપી પ્રેમના દર્શન તારે યોગ્ય નથી

શ્રીદેવી—ગજબ! અહોહો! કેટલી ચતુરાઇ!! નહી. આ મુસાફરોના સવાલમાં ખામી કે નહીં આ લોખંડના હૃદય વાળા કોમળ શરીરની અપ્સરાઓમાં ખામી.

કંદરા—શ્રીદેવી! તમો હજુ આના ભેદ નથી સમજતાં

શ્રીદેવી—એમાં હવે વલી ભેદ શું રહયો.

સુંદરી—કંદરા! એ માથા ફોડ હવે કરવી નકામી છે.

શ્રીદેવી—હશે! પરંતુ હવે આનું શું થાય છે તે તો જુઓ

કદંરા—સ્વર્ગની દેવીઓ! તમારો ખુલાસો જાણવાની આ અમારા મહોટા બહેનની ઈછા પુરી કરશો.?

અ. ૧ લી—ઘણી ખુશીથી! જુઓ! સાંભળો હું કામ વૃતી છું. અને આ મુસાફર વીષય છે. માણુસ માત્રને પ્રેમની સરલ રીતીથી રતી દેવીનું પુજન કરતાં કરતાં ઈશ્વર જોઇએ છે પણ

એ સમજતા નથી કે જયાં સુધી જ્ઞાનની કટારીથી હૃદયનો કબાટ ત્રુટયો નથી ત્યાં સુધી ખાલી વલખાંજ. એવો એક પ્રેમી ભકત કહે છે કેઃ—જયાં લગી આત્મા તત્વ ચીન્યો નહીં ત્યાં લગી સાધના સર્વ જુઠી. નરસીંહ મહેતો પરમ ભકત પ્રેમ ભકતીથી કદાચ કૃષ્ણની સહાયરૂપ એકાદ સીધી પામ્યો હતો પણ અંતે જયારે સમજયો ત્યારે તેણે ઉપરની પ્રભાતી કહી છે !

જ્ઞાન સીવાય તૃષ્ણા જતી નથી અને તૃષ્ણાનો અમો છુટા છુટા અગ છઈએ તો પાછળ દોડનાર આ મુસાફરરૂપી પ્રેમ ભકતીના માણસો એજ રસ્તે તુરતજ મુકત મેળવી શકે એ અસંભવીત છે. આથી પ્રેમ લક્ષણા ભકતી નીંદીત છે એમ મારૂં કહેવું નથી પરંતુ એ ભકતી જ્ઞાન રૂપી મીનારે ચડવાની નીસરણીનું પહેલું પગથીયું છે તો આથી વેદનો ઉપાસ્રના કાંડ સીધ્ધ થાય છે અને શ્રધા નામની ઉત્તમ વૃતીરૂપ સોદ્ધી તે માણસને વરે છે પરંતુ તે પછી માણસોએ બીજા પગથીયા પર જવા જેમ બને તેમ જલદી પ્રયત્ન કરવો જોઈએ માણસની દેહ અનીશ્ચીત છે તેમ મહોત પછી થવાની દશાનું ભવીસ્ય, આ દેહે પલના ભવીસ્યની ખબર નથી તો એ કયાંથી જણાય, તેમ શ્રધ્ધાળુ માણસને હાથે કે હૃદયથી અને કાંઈ પાપરૂપ આચરણ થયુંજ નથી તે જાણવા માટે એવું કયું (મીટર) બનાવેલું છે. ત્યારે આ દેહે મહાન શ્રદ્ધાળુંને

---

૧ આ સ્થળે કોઇને આ વાર્તાનો વીષય જોતાં જમના માટે સવાલ થાય તો વાંચક જાણતાંજ હશે કે આ વારતા કલપીત છે. અને એનો જમાનો કલપના છે.

હાથે કદાચ અજ્ઞાનતામાં કાંઈ પાપ થાય તે ભોગવવા ઇશ્વરી ન્યાયી રીતે તો ઉતમ અવતારમાંથી કદાચ ભૃષ્ટ પણ થવાય ત્યારે એવી હલકી યોનીમાં થયા પછી આ જીંદગીની કરેલી કમાણી શ્રધ્ધા એ યોનીના કર્મોથી નષ્ટ થઇ જયતો તે 'કરી કમાણી ધુળ થાય' એવુંજ થયું. ત્યારે આ બાબતમાં માણસે ચેતતા રહેવાની જરૂર છે કે 'ફકત શ્રધ્ધા તો એ પરમસીડીનું પહેલુંજ પગથીયું છે, અને હજુ બીજા ઘણા પગથીયા આગળ ચડવાના બાકી છે તે માટે ઝડપ રાખવી' આ વાકય તેજાબ જેવી તીવ્ર વસ્તુથી હૃદયમાં કોતરી રાખનારને કાંઇક પણ લાભ થશેજ.

**શ્રીદેવી**—કેટલો ગુપ્ત ભેદ! શું આવા સીધ્ધાંત માટે તમોએ આ વેષધારી નાટક ભજવ્યું છે.

**અ. ૧ લી**—કદી નહીં! આ પુષ્પવન સત્ય છે. તેનાં ભોકતા દેવતાઓના રાજા ઇંદ્ર છે, અંમો વૃતી અપસ્રમાંન ચારે બ્હેનો જુદી જુદી વૃતીને આધીન થઇ આ મુસાફરો તરફ ખેંચાઇ હતી, જેથી અમોને શ્રાપ થયો હતો, જેનું પરીણામ તમે જોયું છે.

**શ્રીદેવી**—પણ ત્યારે આ મુસાફરોને હવે તમે આમ કેમ કહો છો.

**અ. ૧ લી**—અમોએ અધમદશાનું દુઃખ ભોગવ્યું અને તેઓએ એ અમાસ દુખને નજરે જોયું, પરંતુ તેઓએ હજુ

સુધી દશાના ચક્રનું ભાગે આવતું દુઃખ પુરૂ ભોગવ્યું નથી, માટે તે અમારે લાયક નથી.

**મુશા. ૧ લો**—ત્યારે હવે અમારે શું રસ્તો લેવો.

**અ. ૧ લી**—તમારે તમારા દેહને પવીત્ર કરવા અને દેવ યોની ધારણ કરવા માટે હજુ દુનીયાના તાપરૂપી તપશ્ચર્યા કરવાની જરૂર છે, જયારે તમો સર્વ રીતે અમારી બરોબર થશો ત્યારે અમે તમને સહેજમાં મળીશું,

**શ્રીદેવી**—આતો બહુ અયોગ્ય થાય છે.

**સુંદરી**—એ માટે હું મદદ કરૂં છું, મારી પાસે એક ચમત્કારી વસ્તુ છે, તેના સ્પર્શથી એ મુસાફરો મનમાં ધારશે તેવું સ્વરૂપ ધારણ કરી શકશે.

**શ્રીદેવી**—અહોહો!! એટલી બધી ચમત્કારી વસ્તુ કે જે ભવીષ્યને પણ ફેરવી નાખે.

**કુંદરા**—લે ! આતો એક ઉપાધીમાંથી છુટયાં તો વળી આ બીજી ઉપાધી વળગી વળી એનો પણ આખો ભેદ જાણવા કોણ જાણે કેટલો વખત વીતશે.

**શ્રીદેવી**—મનેતો તમે ગાંડીજ ગણો છો.

**કુંદરા**—બીલકુલ નહીં ! એમ કહેતાં નીચુ જોઈ જરા હસી.

**સુંદરી**—એ પેલા મુસાફરોને પાસે બોલાવી પંચંડડમાંનો એક ડંડ તેઓના હાથમાં આપ્યો જેથી તેઓએ દેવના જેવા દેહની કલ્પના કરી કે તુરત તે મહાતેજોમય થઇ ગયા અને

તેઓ જમીનથી અધર ઉભા રહ્યા. આ જોઈ શ્રીદેવી તો સડકજ બની રહી.

'જાઓ! સુખી થાઓ ડંડ પાછો લેતા સુંદરીએ કહ્યું અને તેઓ નમીને આગળ ચાલ્યા' એટલે તે ચારે પરીઓ પણ તેની પાછળ ચાલી.

**કંદરા**—શ્રીદેવી હવે તો સંતોષ થયોના.

પરંતુ શ્રી દેવીનુ ધ્યાન પેલા કમળ ઉપર હતું, એ જોઈને કંદરાયે કહ્યું. કે, 'શ્રીદેવી શું આ આખા પુષ્પવનના પુષ્પની એકે એક પાંખડીઓ તમારે તપાસવી છે, જો એમજ હોયતો આ પુષ્પવન ચાલો આપણે સાથે લઈ જઇએ. તમામ ઈંદ્ર રાજા એની વાર કરવા આવશે તો તમે સમશેર બાંધી તૈયાર રહેજો'

**શ્રી દેવી**—વાતવાતમાં મશકરી?

પણ કંદરા તો જવાબ સાંળળવા ઉભી ન રહી તે તો સીધી કમળ પાંસે ગઇ સુંદરી આમ કંદરાને ત્યાં ગયેલી જોઇ ગભરાઇ ગઈ. અને બુમ મારવા જાય છે એટલામાં તો કંદરાએ તે કમળનો ડંડ પકડયો.

તેનો હાથ કમળને લાગતાજ એક મહોટો ધડાકો થયો અને કમળ નીચે ત્રુટી પડયું એ સાથે સાથે એક મોટો ચમત્કારી પવનનો ઝપાટો નીકળ્યો. અને ચારે બાજુ દરેક વસ્તુને પોતાની પાંખમાં લઈ જુદી જુદી દીશાએ ફેકવા લાગ્યો. આ પવનના ઝપાટામાં તે ત્રણે સુંદરીઓ સપડાણી જેથી ત્રણે જુદી જુદી દીશાએ ઉડી ગઈઓ.



તુજે હું શોખ મસ્ત હોનાહી ઘૈરા ઘૈરા,
યહી જામ તું પીલે, ઉસસે હોગા પાર બેડા.
યહી હૈ પ્યાલા જ્ઞાનકા, વહી કાટતા હૈ અંધેરા.
આંખો ખોલ કે દેખ, હુવા ભોર ગયા અંધેરા.
લે કટોરા ઉસ જામકા, સુન કાનોસે અવાજ ઘેરા.
ભોર સોર ખુબ મચા હૈ, અલખ ઉઠાદે દુશ્મનકા ડેરા.

